મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત

# ત્રિવેદિવાચનમાળા

# પુસ્તક પાંચમાના અર્થ.

## પાઠ ૧.

કંઠ=સૂર

અત્યંત=(અતિ+અંત) ઘણુંજ

નિદ્રા દેવીને વશ થાય છે=ઊંઘને તાબે થાય છે; ઊંઘી જાય છે.

લલકારે છે=મધુર લાગે એવું ગાય છે

પ્રેમગીત=વ્હાલું ગાયન

કરુણગીત=દયા ઉપજાવે એવું ગીત

સંસ્કાર=મન પર પડેલી છાપ

જાગ્રત્=જાગતી, સતેજ

વૃદ્ધિ=વધારો

જન્મભૂમિ=(જન્મ+ભૂમિ) જન્મ ય તે જગા.

ની તરફ (રાજ્ય પ્રતિ કુટુંબ પ્રતિ, દેશપ્રતિ ઇ.)

ખુશબો (ફા.) ખુશ+બૂ-બો=વાસ =સારીવાસ એથી ઉલટો શબ્દ બદબો.

પ્રસરી=ફેલાઇ

વર્ણવે=બ્યાન કરે

અફગાનિસ્તાન=કાબુલી લોકોનો મુલક; હિંદુસ્તાનના વાયવ્ય ખુણા-માં-એશિઆ ખંડમાં આવેલો એક દેશ

ઇરાન=પારસી લોકોનું મૂળ સ્થાન અફગાનિસ્તાનની પશ્ચિમે આ-વેલો છે.

નાઇટિંગેલ=( નાઇટ=રાત્રિ ) રાત્રે ગાનારૂં પક્ષી

વંદા=વાંદા; અવડ જગાએ થતા પાંખવાળા લાલ જીવડાં.

શોખ=ઇચ્છા.

ધસારો=હલ્લો.

એકાદ ( એક ઉપરથી )=આસરે એક.

કોયલ=આંબા ઉપર રહેતું કાળા રંગનું મધુર ટહુકાર કરતું પક્ષી.

વખાણ=તારીફ; સ્તુતિ.
સર્વત્ર=(સર્વ+ત્ર) બધે ઠેકાણે.
કર્ણપ્રિય=(કર્ણ+પ્રિય) કાનને વહાલું લાગે તેવું; સાંભળવું ગમે એવું.
પ્રસન્ન=ખૂશ, રાજી.
પ્રશંસા=વખાણ; સ્તુતિ.
સૃષ્ટિસૌંદર્ય=(સૃષ્ટિ+સુંદર+ય) જગતની શોભા.
વૃક્ષો=ઝાડો.
કલ્લોલ=આનંદ; ચેનબાજી.
શોકગ્રસ્ત=( શોક+ગ્રસ્ત=ઘેરાયલા ) શોકમાં ડુબેલા; શોકાતુર.
સ્વાર્થ=(સ્વ+અર્થ=મતલબ) પોતાની મતલબ.
અસર=લાગણી; છાપ.
જ. ૧. મધુર કંઠને માટે.
જ. ૨. ઘણું રમણીય લાગે છે.
રમણીય=વિધિ વિશેષણ છે.
જ. ૩. સુંદર ઉપરથી સૌંદર્ય.
શૂર ,, શૌર્ય.
ધીર ,, ધૈર્ય.
મધુર ,, માધુર્ય.

પાઠ ૨.

મેવા=મહેરબાની; મહેર.
ગ્રામ્ય=(ગ્રામ+ય) ગામડાની રહેનાર; ગામડીઅણ.
ગૌરવર્ણી=(ગૌર=ગોરા+વર્ણ=રંગ+ઈ =વાળી)=ગોરી.
લજવે=શરમાવે.
સૌંદર્ય=ખુબસુરતી; શોભા.
ચીડકણા=ક્રોધી; ચીડવાઇ જાય એવા.
હરામ હાડકાંની=આળસુ.
કદ્રૂપી=બેડોળ ચહેરાવાળી.
શ્યામવર્ણી=(શ્યામ=કાળા+વર્ણ+ઈ) કાળા રંગવાળી; કાળી.
મા પર પડી હતી=માના જેવા ગુણ સ્વભાવવાળી હતી.
ક્રોધાયમાન=ગુસ્સાવાળી.
સગવડ=જોગવાઇ, એથી ઉલટો શબ્દ અગવડ.
અગવડ=મુશ્કેલી; અડચણ
કરમાઇ જશે=લેવાઇ [illegible]ઇ જશે.
ગપ્પાં=નકામી વાતો.
એકાંત=(એક+અંત) એકલા; રહેઠાણ વગરના.
દૈનિક=(દિન+ઇક) દહાડાનો.

ક્રમ=એક પછી એક આવે તે.
દૈનિક ક્રમ=દહાડાનાં એક પછી એક કરવાનાં કામો.
હાડકાં કસવાં=મહેનત કરવી
લાડકવાઇ=લાડમાં ઉછરેલી.
વરદાન=માગેલું આપવું તે.
અદૃશ્ય થઇ=(અ+દૃશ્ય=દેખવું તે) દેખાતી બંધ થઇ
ભલમનસાઈ=ભલાઇ
કસોટી=પરીક્ષા; તપાસ.
છાજે=ઘટે; શોભે.
જ. ૧. જાણે; રખે=ક્રિયા વિશેષણ અવ્યય
જ. ૨. દિન=દિવસ (નામ)
દીન=ગરીબ (વિશેષણ)
એવાજ બીજા શબ્દો
હરિ=પરમેશ્વર
હરી=લઇ લીધી.
વારિ=પાણી.
વારી=અટકાવી.
પાણિ=હાથ
પાણી=જળ
જ. ૩. જરાનો સંબંધ પાઇશ સાથે છે.

## પાઠ ૩.

સંભાર્યું=યાદ કરી આપ્યું.
ખભા ઊંચા કરી=ના મરજી દેખાડવાની અને ગુસ્સાની લાગણી જણાવવાની નિશાની કરી.
નસકોરાં ચઢાવી= ,,
જર્જરિત=(જર્જર+ઇત) ઘસાયલી.
કાય=શરીર.
તિરસ્કાર=ગુસ્સો.
નવી નકોર=નદ્દન નવીજ
નરમાશ=(નરમ+આશ=પણું) નરમપણું. એવાજ બીજા શબ્દો–ખારાશ, ખાટાશ, તીખાશ, મિઠાશ, તુરાશ,
આશ પ્રત્યય ભાવવાચક નામ બનાવે છે. તે હંમેશાં વિશેષણનેજ લાગે છે.
કૌવચ=એક જાતનું અડકતાં વેંતજ ખજુરી લગાડી ખજવાળ ઉપજાવે એવો છોડ એનાં બી કોચાં કહેવાય છે. તેમાં સાપનું ઝેર ઉતારવાનો ખાસ ગુણ છે. કૌવચની ઝેણુ ઉડવાથી ઉપજેલી ખજવાળ છાણ ઘસવાથી મટે છે.

ગોટેગોટા=નાનો મોટો જથો.

ઉપરાઉપરિ=એક પછી એક તરતજ.

અનર્થ=વિટંબણા; દુ:ખ.

મૂળ=કારણરૂપ.

અનેક=(અન્+એક) એકથી વધારે; ઘણાજ.

પ્રસંગો=બનાવો.

સેવાવૃત્તિ=બીજા ઉપર ઉપકાર કરવાનો સ્વભાવ.

ભૂષણ=શણગાર; ઘરેણું.

અવશ્ય=જરૂર

સંમતિ=રજા; પરવાનગી.

સુલક્ષણા=(સુ+લક્ષણ+આ) સારાં લક્ષણવાળી.

કંટાળો=નહિ ગમવું તે; ચીડ.

ઉ. ૨. જવું-ભવિષ્યકૃદંત.

જ-નિશ્ચયદર્શક ક્રિયાવિશેષણ અવ્યય.

ઉ. ૩. સેવાવૃત્તિવાળી સુલક્ષણા તરફ રાજપુત્રની ઝટ સહાનુભૂતિ ખેંચાઇ. તેણે તેને રાજમહેલમાં આણી. તેની સાથે લગ્ન કર્યાં, અને બંને સૌ વાતે સુખી થયાં. આ આ દરજ્જે જવામાં તથા છીંક ખાવાથી નાકમાંથી મોતી ખર્યાં, તે વરદાન મળવામાં એણે ઘરડી ડોસીને પાણી પાયું એ બનાવજ કારણરૂપ છે. આવી સેવાવૃત્તિનું સારૂં પરિણામ ઇશ્વરના મેવારૂપેજ ગણી શકાય. મેવા જેવું મીઠું પરિણામ ઇશ્વરની આશિષથીજ પ્રાપ્ત થયું છે, માટે સેવામાંજ ઇશ્વરના મેવા રહેલા છે, એમાં શક નથી.

## પાઠ ૪.

બભ્રુવાહન=અર્જુનનો છોકરો એની માનું નામ ચિત્રાંગદા.

કુરુક્ષેત્ર=દિલ્હીની ઉત્તરે એ નામનું મોટું મેદાન છે.

અશ્વમેધ=ઘોડાનો યજ્ઞ; એમાં ઘોડો છુટો મૂકવામાં આવે છે. જે તેને બાંધે છે તેની સાથે લડીને ઘોડો છોડાવવો પડે છે. ચક્રવર્તી રાજા એ યજ્ઞ કરે છે.

રક્ષકો=રક્ષણ કરનારાઓ.

યજ્ઞિય=યજ્ઞનો.

ચિત્રાંગદા=મણિપુરના રાજાની કન્યા.

વિનયપુર:સહ=નમ્રતાપૂર્વક; નમીને.

ક્ષત્રિયધર્મ=જે યુદ્ધ કરવા માગે તેની સાથે યુદ્ધ કરવું તે; યુદ્ધ કરવાની ફરજ.
શરણે=આશરે.
યુકત=યોગ્ય; વાજબી; ઠીક.
સામર્થ્ય=બળ; શક્તિ; જોર.
(સૌંદર્ય–માધુર્ય ઇ. પાઠ ૧લો જુઓ.)
ઉત્તેજિત કરેલો=ઉશ્કેરેલો.
તુમુલ=ઘણું ઘોર; ભયંકર.
બાણવૃષ્ટિ=બાણોનો વરસાદ.
મોહ પમાડયો=બેભાન કર્યો.
શુદ્ધિ=જાગૃતિ; ભાન.
શૂરાતન=શૂરવીરપણું.
વત્સ=છોકરો. (વાછરડું)
ધ્વજા=ધજા; શિખર.
બેભાન=બે-(બે=વગર; ઉલટું+ભાન) મૂર્છિત; ભાન–શુદ્ધિ–વગરનો.
મૂર્છા આવી=શુદ્ધિ જતી રહી, ભાન ભુલી જવાયું.
વિલાપ=શોકભર્યા શબ્દો.
રણક્ષેત્ર=લડાઇનું મેદાન.
ઉશ્કેરણી=શિખવણી; ચઢાવવું તે.
નિશ્ચય=દૃઢ વિચાર.
સંજીવન=જીવતો કરે એવો.
પિતામહ=બાપનો બાપ
શિખંડી=એ આગલે અવતારે સ્ત્રી હતી, તેથી ભીષ્મ પિતામહ એના પર ઘા કરતા નહતા, ને એના ઘા ઝીલ્યા કરતા હતા. એ તકનો લાભ લઇ અર્જુને ભીષ્મને બાણુ માર્યું ને દેવતાઓનો શાપ વહોરી લીધો.
શાપ=કોઇનું ખોટું થાય એમ કહેવું તે; બદદુઆ.
આરાધન=પૂજન.
નિમંત્રણ=નોતરૂં.
સ્વીકાર્યું=કબુલ કર્યું.
ઉ. ૧. જે-તે=સંબંધી સર્વનામ છે; કારણ કે 'જે'–વાકયની શરૂઆતમાં આવે તો 'તે' વાકયની વચમાં આવવોજ જોઇએ.
ઉ. ૨ નાદાન ઉપરથી નાદાની
ગુમાન ,, ગુમાની.
ઉ. ૨. બે–ભાન, બે–ગુનાહ, બે–વકુફ, બે–દીલ, બે–રોજગાર, બે–ઇમાન.

## પાઠ ૫.

ધર્મનિષ્ઠ=(ધર્મ+નિષ્ઠ-નિષ્ઠા=આકીન;

શ્રદ્ધા) ધર્મપર શ્રદ્ધાવાળા
મસીઆઇ=માસા માસીનાં છોકરાં.
ભેટ=ઇનામ.
સલાહકાર=સલાહ આપનાર.
ચરિત=જિંદગીનો હેવાલ.
નિર્ભયતાથી=બીકણપણા સિવાય; વગર બીકે.
ચાંચીઆ=દરીઆમાં વહાણો લુંટનારા.
સમદૃષ્ટિ=(સમ=સરખી+દૃષ્ટિ=નજર) એક સરખા ગણવા તે.
બુદ્ધિશાળી=અક્કલબાજ; બુદ્ધિવાળો.
પરાક્રમી=બહાદુર.
કાફલો=માલ લઇને જતું ટોળું.
આપઘાત=પોતાની મેળે મરી જવું તે.
નેળ=નાળ; ગલી.
શબો=મુડદાં.
હજ્જ=જાત્રા.
કપ્તાન=વહાણનો ઉપરી; આગબોટનો ઉપરી. (અં.) કેપ્ટન કહેવાય છે.
સંધિ=સલાહ.
કરાર=લેખ.
ઉ. ૧. નામે=ત્રીજી વિ૦ સંબંધનાર્થે.
ઉ. ૨. શબ્દ બે વાર કહેવાથી તેમાં નિશ્ચિતપણા સાથે વૃદ્ધિ દેખાડાય છે.
ઉ. ૩. કર્તા વિચાર.

પાઠ ૬.

સંપાદન કર્યું=મેળવ્યું.
અઢળક=ઘણું જ.
મગજપર પુષ્કળ ભાર રહેવા લાગ્યો =માથે ઘણી ચિંતાનો બોજો જણાવા લાગ્યો
અશાંતિ=ખળભળાટ.
ભાસ્યું=જણાયું.
દુઃખિત=દુઃખી; નારાજ.
અનુપમા=તેજપાળની સ્ત્રીનું નામ છે.
અનુમોદન=પસંદગી; પુષ્ટિ.
રૂચી=ગમી; પસંદ પડી
જૈનમંદિરો=શ્રાવક લોકોનાં દેરાસર.
તીર્થંકર=જૈન ધર્મના સ્થાપક બધા મળીને ૨૪ થયા, તેમાં શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીરસ્વામી એ બે મુખ્ય છે.
સુપ્રસિદ્ધ=સારી રીતે વખણાયલું; ઘણું પ્રસિદ્ધ. (સુ=ઘણું)
ચઢિઆતી=ઉત્તમ.
કીર્તિ=આબરૂ.

અમર=કાયમની; અચળ.
જૈન=જેણે ઇંદ્રિયો જીતી છે તે જિન-મહાવીર સ્વામી; તેના અનુયાયી તે જૈન.
ઉત્તેજન=મદદ.
કદર=બૂજ;
સદુપયોગ=( સદ્+ઉપયોગ ) સારો ઉપયોગ.
ઉન્મત્ત=મદાંધ; ગાંડું.
ગુલતાન થઇ=મચ્યા રહી.
અન્ય=બીજું
સ્પષ્ટ=ચોકખું.

**સુચના-૯મા પાઠના અર્થ તથા સમજુતી ૮ર મા પાઠ પછી જુઓ.**

પાઠ ૮.

મિશ્ર=ભેગાં.
વેગે=ઝડપે.
નરમાદા=સ્ત્રીપુરૂષ; નરનારી.
નિવાસ=રહેઠાણ.
બખોલો=પોલાણ.
પ્રવાહી=નરમ; રેલો ચાલે એવા.
ભક્ષણ=ખાવું તે.
સંદેશા=સમાચાર.
બંધનમાં=કાબુમાં; તાબામાં.
સ્વચ્છંદે=પોતાની મરજી પ્રમાણે
વિહરતાં=હરતાં ફરતાં; ઊડતાં.
પદ્યો=કવિતાની કડીઓ.
મતલબી=સ્વાર્થી.
કાં=કયાં; કેમ; શા માટે ?
અધિકું=ઘણું જ.
પ્રણય રસ ભીનું=પ્રેમની લાગણીથી ભરેલું.
પરગજુ=પરોપકારી; પારકાનું ભલું કરનાર.
રિઝવવા=રાજી કરવા.
નૃત્ય=નાચ.
મમ=મારા.
સ્વચ્છંદી=પોતાની મરજી પ્રમાણે ચાલનારૂં.
પરવશ=(પર+વશ) પારકાને તાબે.
અહ=અરેરે ! ખેદ સૂચવે છે. કેવળ પ્રયોગી અવ્યય.
સંહારી=નાશ કરી.
સુખદ=( સુખ+દા=આપવું તે ) સુખ આપનાર.
રતિબંધો=( રતિ=પ્રેમ ) પ્રેમનાં બંધનો.

કલાપી=મોર; કલાપ કરનાર. મોર નાચતી વખતે કળા કરીને નાચે છે. આ સ્થળે એ અર્થમાં એ શબ્દ નથી. કેટલાક લેખકો પોતાનું પુરૂં નામ લખવાને બદલે ઉપનામ ધારણ કરે છે. આ નામ લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર સુરસિંહજી તખ્તસિંહજીએ ધારણ કરી ગુજરાતી સાહિત્યમાં ઘણો વધારો કર્યો છે. એમનાં કાવ્યોનું પુસ્તક 'કલાપીનો કેકારવ' નામે પ્રસિદ્ધ છે. તે એમના મિત્ર મણિશંકર રતનજી ભટ્ટ બી. એ તરફથી પ્રસિદ્ધ થયું છે. મણિશંકરે પણ પોતાનું ઉપનામ 'કાન્ત' રાખેલું છે આ ઉપરાંત 'કાશ્મીરનો પ્રવાસ' સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી પ્રસિદ્ધ થયો છે તે પણ સ્વ. કલાપીનીજ પ્રસાદી છે.

બંધે=બંધનમાં.

દિલ=મન.

ઢિલ=શરીર.

મતલબી=સ્વાર્થી.

કાં=શા માટે ?

અધિકું=વધારે; ઘણુંજ.

પ્રણય રસ ભીનું=પ્રેમની લાગણીથી ભરપૂર.

પરગજુ=પરોપકારી.

રિઝવવા=રાજી કરવા.

નૃત્ય=નાચ.

મમ=મારૂં.

સ્વચ્છંદી=મનમાં આવે ત્યાં ફરનારૂં.

પરવશ=પારકાને તાબે.

અહ=અહાહા.

સંહારી=નાશ કરી.

સુખદ=સુખ આપનારાં.

રતિબંધો=પ્રેમનાં બંધનો.

જુલમી=ઘાતકી.

કવિ કબુતરને કહે છે કે મેં તને પાંજરામાં પૂરી બંધનમાં નાખ્યું. એટલું બધું મારૂં મન સ્વાર્થી શા માટે થયું ! અરેરે, તો પણ મારા પર તારૂં ઘણુંજ હેત હતું.

અહાહા, તારૂં હૈયું પ્રેમની લાગણીથી ભરપૂર અને પરોપકારી હોવાથી જ્યારે હું દુઃખી હોઉં

ત્યારે મારૂં મન આનંદમાં લાવવાને તું નાચતું.

તને બંધનમાં નાખ્યું; તોએ પ્રેમ વડે મારૂં હૃદય સળગી ઉઠયું નહિ. તું મનમાં આવે ત્યાં ફરનારૂં હતું તેને મેં અહાહા, પરાધીન કરી દીધું.

માણુસો સુખ આપનારા પ્રેમનાં કુદરતી બંધનો નાશકરી અરે, ભોળાં નિર્દોષ પ્રાણી પર જુલમ કરે છે તે કેવું ઘાતકી છે!

## પાઠ ૯.

પત્ની=ધણિઆણી.

વાદન=વગાડવું તે; બજાવવું.

પ્રવીણુ=હોશિયાર; ચાલાક.

પરવાનગી=રજા.

મશગૂલ=ચકચૂર; ગરક.

આકર્ષાઈ=ખેંચાઇ.

મૃત્યુવશ થયો=મોતને તાબે થયો; મરી ગયા.

સુઝાડી=દેખાડી; બતાવી; કહી.

સુંસરા=એક છેડાથી બીજા છેડા સુધી; સીધા.

પૈસાના ઘેલા=લોભી.

આવેશ=જુસ્સો; લાગણી.

મોખરે=મોં આગળ.

પલાયમાન થઈ ગયાં=નાસી ગયાં.

ઠેસ=પગની ઠોકર.

આભી=ચકિત, અચંબાવાળી.

ગરાશીઓ=રજપૂત.

મિજલસ=બેઠક; મંડળી.

અચંબો=નવાઇ; આશ્ચર્ય.

નામરદ=બાયલો.

## પાઠ ૧૦.

કડિઆળી=કડીવાળી; જેને છેડે લોખંડ જડેલું હોય એવી.

આવેશ=ગુસ્સો.

માર્ગ=ઉપાય.

વ્યસની=કુટેવવાળાં.

દુરાચારી=નઠારાં આચરણવાળાં.

ઘેનમાં=કેફમાં; બીન સાવચેત હાલતમાં.

ચોકી=પહેરો ભરનારાઓને માટે નક્કી કરેલી એકઠા થવાની જગા; ગેટ.

જમાવ થયો=ટોળાબંધ એકઠા થયા.

કરડે માંકડ ને માર ખાય ખાટલો=ગુનેગાર રહી જાય ને બીન ગુને-

ગાર માર્યો જાય. એના જેવી કહેવતો—

(૧) ગોળ ખાય ગુલબો, ને માર ખાય દુલભો.

(૨) પાડાના પેટમાં દુખે ને પખાલીને ડામ દે.

સબૂર=રાખો; અટકો.

બિન ગુનેગાર=વાંક વિનાનો; નિર્દોષ.

નિર્દોષ=વાંક વગરનો.

મુક્ત કર્યો=છોડી મુકયો.

ઇશ્વરેચ્છા=(ઇશ્વર+ઇચ્છા) પરમેશ્વરની મરજી.

સર્પદંશથી=સાપના કરડવાથી.

અકસ્માત્=અચાનક.

અનર્થ પરંપરા=એક પછી એક થએલાં માઠ કામો.

સાદી કેદ=મજુરી નહિ કરવી પડે એવી કેદ.

અનિષ્ટ=(અન્=નહિ+ઇષ્ટ=ઇચ્છેલાં) માઠાં.

પારણામ=છેવટ; ફળ.

ઉદ્દભવે છે=ઉત્પન્ન થાય છે.

સંશોધન=સારી રીતે ખોળી કાઢવું તે.

વિકટ=મુશ્કેલ.

તકલીફ=અડચણ.

પાઠ ૧૧.

ઉષ્ણતા=ગરમી.

ઉષ્ણતાને અમુક અંશે=ઉષ્ણતા માપવાના યંત્રમાં અંશ નોંધેલા હોય છે કે જે વડે પદાર્થમાં કેટલી ગરમી છે તે જાણી શકાય છે, તેવા અમુક અંશની ગરમી હોય ત્યારે દરેક ધાતુ પીગળે છે.

અંશ=આંકો; ડિગ્રી; દરજ્જો; એક જાતનું માપ.

સ્વરૂપ=કદઆકૃતિ વગેરે મૂળ ગુણો; અસલ સ્થિતિ.

થર્મોમિટર=ગરમીમાપક યંત્ર; તાવ માપવાની શીશી.

આંક=આંકડા; કાપા; અંશ.

વિકાસ=ફુલવું તે.

શાસ્ત્રીય=શાસ્ત્રને અનુસરતું.

મિશ્રિત=મેળાયલું.

અશુદ્ધ=મેલી; શુદ્ધ નહિ તે.

ઢબ્બુ=અડીકો; બે પૈસાની કિંમતનો તાંબાનો સિક્કો.

પાઠ ૧૨.

કપુત=નઠારો છોકરો.

ક=નઠારો
સ=સારો
સપુત=સારો છોકરો.
પુત-પુત્ર=છોકરો.
તેહ=તે.
નિજ=પોતાના.
બોળે=ડુબાડે; નખ્ખોદ ઘાલે.
છિદ્ર=દોષ.
ખોલે=પ્રકટ કરે; જાહેરમાં મૂકે.
સ્વજન=સગાંવહાલાં.
સ્વ=પોતાનાં.
પર=પારકાં.

| પરજન | સ્વજન |
| --- | --- |
| પરધન | સ્વધન |
| પરદેશ | સ્વદેશ |

પરવશ=પારકાને તાબે.
પાર=છેડો.
પુત=છોકરો.
પુ નામના નરકમાંથી તારનાર માટે પુત્ર=દીકરો.
સિધે મારગ=સાચે રસ્તે.
અધર્મ=અનીતિ.
ટાળે=મટાડે.
દીન=ગરીબ.
દુઃખડાં=દુઃખો; ડાં-તિરસ્કાર દર્શાવવા પ્રત્યય લાગ્યો છે.
છોકરડાં બાળક.
વાછરડું
ડો-ડી-ડું-ડાં-ક લઘુતાવાચક પ્રત્યય છે.
અરચિયા=ભજ્યા.
દામ=પૈસા
પરમારથ=પારકાનું ભલું કરવું તે.
જોડે=મેળવે; પ્રાપ્ત કરે.
અર્થ=ધન; દોલત.
હરિઅર્થ=પ્રભુને માટે
નવ=નહિ.
અપયશ=અપકીર્તિ; બદનામી; ગેરઆબરૂ.
સદ્‌ગુણ=સારા ગુણો.
અવનિ=પૃથ્વી.
અવતાર=( અવ=નીચે+તૃ=તરવું ) નીચે ઉતરવું; જન્મારો.
નરતણા=માણસના.

## પાઠ ૧૨.

જે પોતાના ધંધાનું નખ્ખોદ ઘાલે તે કપુત કહેવાય.

જે પોતાના દોષ જાહેરમાં મુકી દે તે કપુત કહેવાય.

જે પોતાના સગાંવહાલાંને દુખ કરનારા હોય તે કપુત કહેવાય.

જે પારકાને તાબે રહીને પોતાનું પેટ ભરતા હોય તે કપુત કહેવાય.

એવા ઘણા પ્રકારના કપુત છે કે જેનો કહેતાં પાર પમાય નહિ; શામળભટ્ટ કવિ કહે છે કે એવા કપુત છોકરા કોઇને પેટ પડશો નહિ—કોઇને ત્યાં જન્મ પામશો નહિ.

જે સીધે રસ્તે ચાલે તે સુપુત (સારો છોકરો) કહેવાય.

જે અધર્મને મટાડે તે સપુત કહેવાય.

જે પોતાનાં માણુસોને સુખ આપે તે સપુત કહેવાય.

જે ગરીબોનાં સંકટ મટાડે તે સપુત કહેવાય.

વળી સપુત તો તેનુંજ નામ છે કે જેણે પ્રભુને હેતથી ભજ્યા.

શામળભટ્ટ કવિ કહે છે કે સપુત માણુસ તેજ કે જેણે પારકાના કલ્યાણને માટે પૈસા ખરચ્યા છે.

જે વેપારથી પૈસો પ્રાપ્ત કરે તે સપુત કહેવાય.

જે પ્રભુને માટે પુણ્ય કરે તે સપુત કહેવાય.

જે ચોરી કે નિંદા ન કરે તે સપુત કહેવાય.

ઘણાખરા સદ્‌ગુણો જોતાં સપુતને સ્વર્ગમાં પણ સુખ જ છે. શામળભટ્ટ કવિ કહે છે કે આ પૃથ્વીપર તે માણુસના અવતારને ધન્ય છે.

**શામળભટ્ટ કવિ**—શ્રીગોડ માળવી બ્રાહ્મણ અમદાવાદની વેંગણપુર નામે પરામાં રહેતા. એમણે સાદી ભાષામાં મનોરંજક કાવ્યો તથા નરનારીની ચાતુરીનાં વર્ણનો સારાં લખ્યાં છે. સિંહાસન બત્રીસી, સુડા બહોતેરી, બરાસ કસ્તૂરી, વેતાલ પચીસી, રાવણ મંદોદરી સંવાદ, મદનમોહના, ઉધમ કર્મ સંવાદ વગેરે ગ્રંથો એમનાં બનાવેલાં પ્રસિદ્ધ પામેલાં છે. રામદાસ નામે સીહુંજનો લેઉઓ પાટીદાર તથા તેના છોકરા ઝવેરદાસે એમને સારો

આશ્રય આપ્યો હતો. કવિ થોડું ઘણું ફારસી, ઉર્દુ, તથા સંસ્કૃત જાણતા; પરંતુ પ્રેમાનંદે જેવા મોટા વિષયો લઇ કવિતા કરી છે તેવા વિષયોપર એમણે કરી નથી. સમશ્યાઓ અને છપ્પા તો શામળનાંજ !

## પાઠ ૧૩.

સ્થળચર=( સ્થળ+ચર=ચાલનાર ) જમીનપર ચાલનારાં; ભૂમિપર રહેનારાં. ભૂચર. આકાશમાં રહેનારાં ખેચર

જળચર=પાણીમાં રહેનારાં.

શોભિતું=દેખાવડું.

ઉપયોગિતા=ઉપયોગી હોવાપણું.

ખૂબસૂરતી=સુંદરતા.

રાજ્યાસન=(રાજ્ય+આસન) રાજગાદી.

કુશળ=ચાલાક; હોશિયાર.

ઉત્તમ=સારામાં સારા.

હલેસાં=પાણી ખસેડવાનું સાધન

વેગ=ઝડપ.

હંસ ગામિની=હંસની પેઠે ચાલનારી. ગજ ગામિની=હાથીની પેઠે ચાલનારી.

શ્વેત=સફેદ.

ઑસ્ટ્રેલિઆ=એ નામનો દેશ એશિયા ખંડના અગ્નિ ખુણામાં મોટા બેટ રૂપે બ્રિટિશ સરકારના તાબામાં આવેલો છે. ત્યાંનું સોનું, ઘોડા વગેરે બહુ વખણાય છે.

લગોલગ=નજીકમાં નજીક. એના જેવા દ્વિર્વચન બે વાર કહેવાતા શબ્દો—પોતપોતાના, ઠેકઠેકાણે ઘેરઘેર.

## પાઠ ૧૪.

અંધ=આંધળી; બેઉ આંખોથી જોવાતું નહિ હોય તેવી. એક આંખથીજ નહિ જોવાતું હોય તે કાણી કહેવાય. જો ત્રાંસી નજર રાખે તોજ આંખે જણાતું હોય તો બાડી કહેવાય. આંખો ઝીણી ઝીણી રાખીનેજ જોવાતું હોય તો ચુંચળી કહેવાય, હોય તેથી ઉલટુંજ જણાય તે ઉંધી પુતળી કહેવાય. રાત પડે ને બીલકુલ ન દેખાતું હોય તો રતાંધળું કહેવાય.

કૂચ કરતી=મુસાફરી કરતી.

પ્રચલિત=જાણીતી; ફેલાયલી; ચાલતી.
પ્રાચીન=અસલનો.
પ્રહાર=આઘાત; ઘા.
વિહાર કરવો=રમવું; ક્રીડા કરવી.
અતિ પ્રિય=ઘણો વહાલો.

પાઠ ૧૫.

મૂળ=અગાઉના વખતથી.
સીલોન=લંકા; હિંદુસ્તાનની દક્ષિણમાં આવેલો બેટ.
સ્વાભાવિક=કુદરતી.
મૂસળધાર=(મૂસળ=સાંબેલું+ધાર=ધોધવો) સાંબેલા જેવડી ધારે; પુષ્કળ.
સતત=ચાલુ ને ચાલુ; હમેશાં.
જડમૂળથી=જડ તથા મૂળ ઉખડી જવાથી-ફરી ઊગે નહિ એવી રીતે.
નીંદવું=નકામું ઘાસ કાઢી નાંખવું તે.
ઉત્તમતા=શ્રેષ્ઠતા; સારાપણું.
અધમતા=ઉતરતાપણું.
નાજુક=કુમળી
સોરમ=સુગંધ.
પાન=પીવું તે.
પ્રસરેલું=ફેલાયલું.

પાઠ ૧૬.

બેદરકારી=કાળજી વગર;
અભ્યાગત=મેમાન; પરોણો.
સન્માન=પરોણાગત:
પાન=પીવાની ચીજ.
જઠરાગ્નિ=(જઠર+અગ્નિ) પેટનો અગ્નિ; પાચન શક્તિ.
મંદ=ધીમું.

પાઠ ૧૭.

તંદુરસ્ત=નીરોગી.
પ્રતિ=તરફ.
ફરજ=ધર્મ.
અદા કરવી=પાળવી; યોગ્ય રીતે બજાવવી.
સ્વાભાવિક=કુદરતી.
અન્ન જીવાડે ને અન્ન મારે=માફકસર ખાધેલું અનાજ પુષ્ટિ આપી જીવાડે છે પણ તેજ અન્ન બેહદ ખાવાથી મોત નીપજે છે.
ભૂખ ખાતર=ભૂખ લાગી હોય તેટલા સારૂ.
ખાવા ખાતર=ભૂખ ન લાગી હોય તો પણ ખાવા સારૂ.
નિયમિત=સરખું.

મિત=માપેલું; થોડું; પચે એટલું.
ઇષ્ટ=ઇચ્છવા યોગ્ય; હિતકારક.
વાધો=હરકત; અડચણ.
વિક્ષેપ=હરકત; અડચણ.
દર્મિયાન=વખતે.
હાનિ=નુકસાન.
અવયવ=ઇંદ્રિયો; ભાગ.
ક્રિયા=કામ.
વીત્યા=ગયા.
વ્યક્તિ=દરેક છૂટો પદાર્થ; છૂટું માણસ. એનાથી ઉલટો શબ્દ સમષ્ટિ=જાતિ=આખો વર્ગ–સમૂહ –સમુદાય–જથો છે.
બેઠી જિંદગીવાળા=શરીર સંબંધી મહેનત કરવી પડતી ન હોય તેવા.
પ્રવૃત્તિવાળા=ઉદ્યોગી; કંઇ ને કંઇ કર્યાજ કરનાર
પ્રવૃત્તિ=કામકાજ ઉલટો શબ્દ નિવૃત્તિ=નિરાંત; ઉદ્યોગમાંથી દૂર રહેવું તે.
દેખીતું=જણાઇ આવે એવું.
સર્જાયો=પેદા થયો.
આવશ્યક=જરૂરનું
અર્ધચર્વિત=અર્ધું ચાવેલું.
પ્રવેશ કરે=દાખલ થાય.
રાસાયણિક=રસાયણ શાસ્ત્ર પ્રમાણે
નિશ્ચિંત=ચિંતા વગરનું
વિચાર મગ્ન=વિચારમાં ગરક
ઉદાસી=દીલગીરી; બેપરવાઇ
અનુભવે=ભોગવે
નિર્બળ=બળ વગરનું
નીભે=ખમે; ચાલે.

## પાઠ ૧૮.

પિતામહ=બાપના બાપ.
શંતનુ=એ નામના રાજા.
હસ્તિનાપુર=દિલ્હી.
મહાપ્રતાપી=ઘણું તેજસ્વી; ઘણું શક્તિવાળું.
ચંદ્રવંશી=ચંદ્રના વંશના. એ વંશના રાજાઓ પગે ચાંદીનો તોડો પહેરતા આવ્યા છે; અને સૂર્યવંશના રાજાઓ પગે સોનાનો તોડો પહેરતા આવ્યા છે.
વેદ=હિંદુઓનું મૂળ ધર્મ પુસ્તક. એ ચાર ગણાય છે; ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદ.
વેદાંગ=વ્યાકરણ, છંદશાસ્ત્ર, નિરૂક્ત એટલે જેમાં વેદના શબ્દોનું જ્ઞાન આપેલું છે ત શાસ્ત્ર, વગેરે. વેદના છ અંગ ગણેલાં છે.

ધનુર્વિદ્યા=ધનુષ બાણુનો મરજી પ્રમાણે ઉપયોગ કરતાં શીખવાની કળા.
પ્રાપ્ત કરી=મેળવી.
દેવરાજ સમાન=(દેવરાજ=દેવતાઓના રાજા ઈંદ્ર+સમાન=જેવા) ઈંદ્રના જેવા
શુક્રાચાર્ય=દૈતોના ગુરૂ એ એક આંખે કાણા હતા. તેમને મૃત સંજિવની=મરેલાને જીવતું કરવાની વિદ્યા પણ આવડતી હતી.
બૃહસ્પતિ=શુક્ર-એ દેવતાઓના ગુરૂ હતા.
અસ્ત્ર શસ્ત્ર વિદ્યા=(અસ્=ફેંકવું) બાણ જેવાં ફેંકવાનાં હથિયાર તે અસ્ત્ર; (શસ્=છેદવું; કાપવું.) તરવાર, ભાલો વગેરે મારવાનાં હથિયાર તે શસ્ત્ર. એ બંને વાપરવાની કળા.
સંપાદન કરી=મેળવી.
રાજધર્મ=રાજા તરીકે શી રીતે વર્તવું તે.
સંપૂર્ણ=પુરેપુરૂં.
મૃગયા=શિકાર.
સર્વત્ર=બધે ઠેકાણે.
અલૌકિક=દુનિયામાં સાધારણ રીતે જોવામાં નહિ આવે એવું.
દેવરૂપ=દેવ જેવું સુંદર રૂપ.
મધુરગંધ શરીરમાંથી નીકળતો મીઠો વાસ.
મોહિત થયા=તેના પર તેમનું ચિત લાગ્યું.
માગણી=વિવાહ કરવા કહેવું તે; માગું.
અત્યુત્સુક=(અતિ+ઉત્સુક=ઇચ્છાવાળું ઘણા આતુર;) પ્રબળ ઇચ્છાવાળા
આસકત=ચોંટેલું; જોડાયલું.
નિમગ્ન=ગરક; ડૂબેલા.
લેવાતા=સુકાતા
ગ્રસ્ત=ઘેરાયલા; ડૂબેલા.
વત્સ=છોકરાને માટે વહાલથી બોલવાનો શબ્દ.
સારથિ=સેવક; રથ હાંકનાર.
ભાવ=હેત; પ્રીતિ.
સંશય=શક.
નિરંતર=રાતદહાડો, હંમેશ.
બ્રહ્મચર્ય=જિંદગી સુધી નહિ પરણવું તે; સંસાર માંડવા નહિ તે; સ્ત્રી

સંગથી હંમેશ દૂર રહેવું તે.
ભયાનક=કારમી; દુ:ખ ઉપજાવે એવી
પ્રતિજ્ઞા=પણ; નિશ્ચય; ટેક
ભીષ્મ=ભયંકર
ભોગઆપી=ત્યાગ કરી.
ઉપનિષદ્=વેદનો એક ભાગ એમાં ઈશ્વર કોણ છે, આપણો આત્મા શું છે, જગત્ શું છે, વગેરે સંબંધી વિચાર આપ્યા છે તે ભાગ.
નમુનાદાર=દૃષ્ટાંત લેવા લાયક; ઉત્તમ.
અલૌકિક=આ દુનિયામાં નહિ જડે એવી.
પિતૃભક્તિ=પિતા તરફની ભક્તિ-આસક્તિ; પ્રેમ.
અમર=કાયમ રહે તેવી.
પ્રાપ્ત કરી=મેળવી.

પાઠ ૧૯

સ્વયંવર=પોતાની મેળે પસંદગી કરીને વરવું તે.
તિરસ્કાર=અપમાન.
વૃદ્ધ=ઘરડો
પળીઆં=ધોળા વાળ માથે થઇ જવાં તે.
નિર્લજ્જ=લાજ વિનાનો
જીવનપર્યંત=જીવતાં સુધી
મિથ્ય=ફોગટ
પ્રતિજ્ઞા=પણ; ટેક, અડગ નિશ્ચય
નિધા=વગોવ્યા
અદ્વિતીય=અતુલ; કોઇ બરાબરી કરી ન શકે એવું.
મહામુશીબત=જેમ તેમ મોટી અડચણ વેઠીને.
અન્ય=બીજો.
કબૂલી=મંજુર કરી; પોતાની કરી.
આરાધ્યા=સ્તુતિ કરી; ભક્તિ કરી.
દ્રોણાચાર્ય=પાંડવકૌરવોને ધનુર્વિદ્યા શીખવનાર ગુરૂ.
અનીતિ=દુરાચાર
વાર્યા=અટકાવ્યા.
અનાચાર=અનીતિનું કામ.
જય=જીત.
વાંછવો=ચાહવો
બાણ શય્યા=બાણની પથારી; બાણોથી બનાવેલું બિછાનું.
મોક્ષધર્મ=સંસારમાં જન્મમરણના ફેરામાંથી છુટી જવાનો રસ્તો.
અત્યંત=ઘણાજ.

પ્રવીણ=હોશિયાર.
ભંડાર=ખજાનો.
ગૌરવભર્યા=મોટાઇવાળા.
પ્રખ્યાતિ પામ્યા=આબરૂદાર ગણાયા; વખણાયા; જાણીતા થયા.

પાઠ ૨૦.

ભીખ=ભિક્ષા; માગીને ખાવું તે.
પ્રતિષ્ઠીત=પ્રતિષ્ઠિત=આબરૂદાર.
લાજ=લજ્જા; શરમ
કસ=શક્તિમાન; મજબૂત.
ભિખારી=(ભિક્ષા=ભીખ+આહારી=ખાનારો) ભીખ માગી ખાનારો.
વેઠ=શરીરનો નકામો બોજો.
નિજ=પોતાની.
સંપન્ન=ભરેલું; પૈસાદાર.
પ્રતિષ્ઠા=આબરૂ.
અભિમાન=(અભિ=સાથે+માન=) માન ભેર; ગર્વ, ગૌરવ; મોટાઇ.
ટેક=સ્વાભિમાન; નિશ્ચય.
સ્હેજ=જરાજરામાં.
મોટાઇ=ગૌરવ.
નીભે=બની શકે; નભી શકે.
જાચ=યાચ; ભીખ માગ.

સદાવ્રત=રોજ મફત અન્ન આપવામાં આવે છે તે.
આપ=પોતાનું.

જે આબરૂદાર માણસ છે તેને તો આળસને લીધે ભીખારીનું કામ કરવું પડે તેમાં બહુ શરમ આવે છે. ૧.

જે શરીરે મજબુત છતાં ભિખારી થઇને પેટ ભરે છે તેને જીવતો છતાં મુએલા જેવો જાણવો. તે શરીરનો બોજો નકામો ઉંચકી રહ્યો છે. ૨.

મારી જાત મ્હેનતથી મેળવેલું અનાજ ખાઇને હું જીવતો રહીશ; અને મારી મ્હેનતથીજ મેળવીને હું પૈસાદાર થઇશ. ૩.

એ રીતે કરવાથીજ મારી આબરૂ છે; એવો ગર્વ મનમાં રાખી એ નિશ્ચય સહેજમાં છોડી દેવો નહિ. ૪.

જ્યાં સુધી ભીખ માગી નથી ત્યાં સુધીજ ગુણ અને મોટાઇ ટકી રહે છે, માટે બની શકે ત્યાં સુધી માગ નહિ. સદાવ્રતમાંથી મેળવેલા અન્નને ધિક્કાર હો ! ૫.

મનમાં નક્કી સમજવું કે નિશ્ચય ઉપર અને ઉદ્યમ ઉપરજ બધું કલ્યાણ છે ૬

નર્મદાશંકર-સુરતના આમલીરાનના નાગરબ્રાહ્મણ; નર્મકોષ, નર્મગદ્ય તથા નર્મ કવિતા વગેરેના કર્તા.

પાઠ ૨૧.

પૂર્વે=પહેલાં.

હયાતી=હોવાપણું; અસ્તિત્વ

અન્યત્ર=(અન્ય=બીજું+ત્ર=સ્થાન) બીજે ઠેકાણે.

વિચિત્ર=નવાઇ ઉપજાવે તેવું.

નિરાધાર=( નિર્=નહિ ) આધાર વગરનાં.

આવશ્યક=જરૂરનું.

ભાસ=દેખાવ.

પેડુ=પેટની નીચે પૂછડી તરફનો પાછલા બે પગની નજીકનો ભાગ.

પ્રહાર=ઘા.

આત્મ રક્ષણ=પોતાનો બચાવ.

ટોળાબંધ=જથામાં.

પાઠ ૨૨.

પ્રતાપ=ફાયદો.

ગેલ=ગમ્મત.

મિજાજ હાથ રહ્યો નહિ=ગુસ્સે થયો.

હોડ=શરત.

પાઠ ૨૩.

ધનાઢ્ય=( ધન+આઢ્ય=બળવાન ) પૈસાદાર.

દ્રવ્ય દેખી મુનિવર ચળે=પૈસા જોઇને ત્યાગીની પણ દાનત બગડે.

મુનિવર=મુનિઓમાં વર-શ્રેષ્ઠ; યોગી. તરુવર. ઋષિવર. ગિરિવર, સરોવર.

દાનત=મતિ; બુદ્ધિ; નિષ્ઠા.

તક સાધી=લાગ જોઇ.

વ્યવહાર=કારભાર.

પ્રમાણિકપણાથી=વાજબી રીતે.

પ્રતિષ્ઠિત=આબરૂદાર.

ગણના=ગણત્રી.

સાખ=આંટ; બધા વિશ્વાસ કરે ને પૈસા ધીરે એવી આબરૂ.

ઉદારતા=ભલાઇ; પરોપકાર બુદ્ધિ.

વર્તન=ચાલચલગત; વર્તણુક.

કાલક્રમે=વખત જતાં

બાહોશી=ચપળતા ને હોશિયારી.

નિષ્પક્ષપાત=બધાંને સરખાં ગણવાં.

એથી ઉલટું પક્ષપાત=એક તરફ વધારે ને બીજા તરફ ઓછો ભાવ બતાવવો તે.

પાયરી=દરજ્જો.

મુકર્દમા=કેસ.

અદલ ઇન્સાફ=વ્યાજબી ન્યાય.

પુરાવો=સાક્ષીઓએ કહેલી હકીકત.

વિરુદ્ધ=ઉલટો.

ઠેરવ્યો=ગણ્યો; માન્યો.

ફેંસલો=ચુકાદો.

તલસી રહી હતી=આતુર થઇ રાહ જોઇ રહી હતી.

આકુળ વ્યાકુળ=બેબાકળી.

ગભરાટ=બેબાકળાપણું.

મુખમુદ્રા=મોંનો આકાર.

સ્તબ્ધ=સ્થિર.

ચકિત=ચોંકેલી.

છક થશો=અચંબો પામશો.

વિશ્વાસઘાત=ભરોસાનો ભંગ,

ડંખે છે=કરડે છે; અંદરથી ખટકે છે

ઘટતી=વ્યાજબી

અંશે=જરા; થોડું; લગાર

મુક્ત થઇશ=બચીશ; છુટીશ

હૃદયનો ડંખ=અંતઃકરણનો ખટકો; કચવાટ.

મર્મવેધી=મર્મસ્થાનને વીંધે એવું; હૃદયની પાસેનું સ્થાન જ્યાં મારવાથી તરત પ્રાણ જાય તે મર્મસ્થાન

સમૃદ્ધ=પૈસાદાર

નિઃશંક=શંકા વગર; નીડરપણે; બીક વગર

સવિસ્તર=વિસ્તાર પૂર્વક; પુરેપુરી હતી તેમ ને તેમ

કૃત્યો=કામ

છચોક=ખુલ્લી રીતે

પસ્તાતા=સંતાપ કરતા; દીલગીર થતા; પસ્તાવો કરતા

શુદ્ધ ભાવથી=નિષ્પાપ હૃદયે; ચોકખી લાગણીથી

આકસ્મિક=અકસ્માત્ એકાએક મળી આવતા

સંસ્કાર=છાપ

આકર્ષાય=ખેંચાય

વેદના=પીડા; દુઃખ

દુઃખદાયક=દુઃખ ઉપજાવે તેવું.

## પાઠ ૨૪.

અધિક=ઘણોજ.
વિચિત્ર=આશ્ચર્યજનક.
નીલવર્ણો=કાળાશ પડતા આસમાની રંગના શરીરવાળો પુરુષ; કાળી આસમાની વનસ્પતિ ખાઇ નિર્વાહ કરતો તેથી અને ઉઘાડામાં રહેવાથી એનું રૂપ આવું બની ગયું હતું.
ગદા=પથરનું એક છેડેથી વજનદાર હથિયાર.
સ્વરૂપ=દેખાવ
વિકરાળ=બિહામણું.
ભયભીત=ભયથી બીધેલા
ભયભીત થયા=બીધા.
ડગે=ખસે; હારે.
વિજય=જીત.
મગરૂર=અભિમાનવાળો.
વિશ્વાસુ=ભરોસાદાર.
સંભાળ=કાળજી.
પ્રબળ=તીવ્ર; વેગવાન.
તીરકામઠું=ધનુષબાણ.
મધ્યાહ્ન=બપોર; સૂર્ય માથે આવેલો હોય તે વખત.
મુક્ત થયો=છુટી ગયો.
નિવાસ=રહેઠાણ.
બેડોળ=વાંકાચુંકા અંગવાળો.
નિર્વાહ કરતો=ગુજરાન કરતો; ભરણપોષણ કરતો.
બિહામણું=બીક લાગે એવું.
બેબાકળી=ગભરામણવાળી; ગાભરી.
ભડાવ્યા=ચમકાવ્યા.
ગભરામણ=બીક.
આવેશ=જુસ્સો.
વિદાય કર્યા=મોકલી આપ્યા.
રાતો પીળો=ક્રોધના આવેશમાં આવેલો.
નિવેદન કરી=કહી સંભળાવી.
હૈયાનો હાર=ઘણોજ વહાલો; ગળામાં હાર પહેરવો જેટલો પ્રિય થઇ પડે છે તેટલો વહાલો.
આંખની કીકી=ઘણોજ કીંમતી; આંખની કીકી જેવી અમૂલ્ય છે તેટલોજ મોંઘો.
પત્તો ખાધો નહિ=ઠેકાણું પડયું નહિ.

## પાઠ ૨૫.

દુનિયાની ઘટમાળ=ઘટમાળ–ઘડાનો હાર; કોસ કુવામાંથી પાણી

કાઢવાની રેંટમાં જેમ ઘડા ઉપર નીચે જાય છે, તેમ દુનિયાનું ચક્ર ફરતું ફરે છે; સુખદુઃખ એક પછી બીજું એમ આવ્યાંજ કરે છે.

નજર=ડાનત.

કાસળ કાઢી=સાલ કાઢી; મારી નાખી.

હાથ કરવાનો=મેળવી લેવાનો; કબજે કરવાનો; પોતાનું બનાવી લેવાનો.

ઇર્ષ્યા=અદેખાઇ.

દુષ્ટ તરકટ=માઠું-ઘાતકી કામ.

વીર=બહાદુર; બળવાન.

કાંતિ=ચહેરો; દેખાવ.

તદ્દન=પુરેપુરો.

અદ્‌ભુત=નવાઇ પમાડે તેવો.

સિદ્ધ=જેની પાસે સિદ્ધિ-દેવતાઇ શક્તિ છે એવું.

કુમારિકા=કુંવારી છોકરી.

વેદના=પીડા.

અશ્વ=ઘોડો; હય; તુરગ.

અદ્‌ભુત=આશ્ચર્યકારક; અલૌકિક.

સિદ્ધિ=દેવતાઇશક્તિ.

ભયાનક=બીક લગાડે તેવું.

અત્યંત=ઘણુંજ.

કાંતિમાન=રૂપાળો.

દેવસ્વરૂપ=દેવતાઓના જેવો દેખાવડો.

અંબાર=ઢગલો.

ત્રાસ=બીક.

ઘાટ ઘડવાનો=મારી નાખવાનો.

મગતરૂં મસળવું=બહુજ સહેલું; એક મગતરાને મસળતાં જેટલી મહેનત પડે તેટલીજ મહેનતનું.

સમાન=સરખું.

## પાઠ ૨૬.

સંહાર=નાશ.

વ્યાપી રહ્યો=ફેલાઇ ગયો.

ઓચ્છવ=ઉત્સવ; આનંદ.

નિરાંતે=શાંતિથી; ફીકર વગર.

ગુંજન=ભમરાનો અવાજ ગૂં-ગૂં થયા કરે છે તે.

સુવર્ણકેશી=સોનેરી વાળવાળી; છોકરીનું નામ છે.

બુરખો=મોઢું તથા શરીરને કોઇ જોઇ શકે નહિ તેવું ઓઢવાનું સીવેલું લુગડું.

વિસ્મય=આશ્ચર્ય.

યારી=મદદ.

મસ્તક છેદી નાખીશ=માથું કાપી

જાન લઇશ.
વિલંબ=વાર.
થંભો=થોભો; સબૂર કરો.
ધામધૂમ=દબદબો.
કાવતરૂં=છુપી ગોઠવણ.

### પાઠ ૨૭.

સંવાદ=સંભાષણ; એની વચ્ચે થએલી વાત.
જથારથ=યથાર્થ; યોગ્ય ખરેખરૂં.
પાવન=પવિત્ર.
કવણ=કોણ; કઇ; શી.
અમસરખું=અમારે લાયક.
વળતું=જવાબમાં.
રાય=રાજા.
મહિમાય=મોટાઇ.
જોડ=નમુનો; જોટો.
ધામ=મુકરર રહેઠાણ; ઘર.
બ્રહ્મકુલ=બ્રાહ્મણનો વંશ.
માહેરૂં=મારૂં.
લઘુવયે=નાની ઉંમરમાં; બચપણમાં.
વળતા=એટલું કહ્યા પછી.
ભોમી=ભૂમિ; પૃથ્વી.
ડગ=ડગલાં; પગલાં.
જાચના=યાચના; માગણી.
મહાદાત =(મહા=મોટો+દાતા=આપનાર) મોટો દાન દેનાર.
પ્રતાપ=મોટાઇ.
અસુર=દૈત્ય; રાક્ષસ. (અ=નહિ+સુર=દેવતા)

### પાઠ ૨૭.

બલિરાજા રાક્ષસ હતો. એક વાર તેણે યજ્ઞ કર્યો અને પુષ્કળ દાન દીધું. આ યજ્ઞને અંતે ઇંદ્રપદ્વી પામશે એવી ચિંતાથી દેવોએ વિષ્ણુભગવાનની સ્તુતિ કરી. તેમણે વામનરૂપ ધારણ કરી બલિને પાતાળે ચાંપવાનું માથે લીધું. રાક્ષસોના ગુરુ શુક્રાચાર્ય હતા તેમણે બલિરાજાને બહુએ વાર્યા; તોપણ તેણે બટુક વેશે આવેલા બ્રાહ્મણને સાડાત્રણ ડગલાં પૃથ્વીદાનના આપવાનો સંકલ્પ કીધો, પછી વૈરાટરૂપ ધારણ કરી વિષ્ણુએ સાડા ત્રણ ડગલાં ભરતાં એને પાતાળમાં ચાંપી ઘાલ્યો ને ત્યાંનું રાજ્ય સોંપ્યું. એની ભક્તિથી પ્રસન્ન થએલા વિષ્ણુ હજી પણ ચાતુર્માસ ત્યાંજ નિવાસ

કરે છે. ત્યાં જાય છે તે દિવસ દેવસુતી અગિઆરસ ને પાછા આવે તે દેવઉઠી અગિઆરસ તરીકે જાણીતા દિવસ છે. આ બલિરાજાને ત્યાં વામનરૂપે આવેલા વિષ્ણુ ભગવાન અને એની વચ્ચે થતી વાતચીત કવિ પ્રેમાનંદે વર્ણવેલી છે.

બેઉ હાથે પગે લાગીને બલિ રાજા પુજે છે, વામન ઋષિ, આપે પધારી મને પવિત્ર કીધો, તો હવે યથાર્થ વાત કહો. ૧.

હે વામન ઋષિ, આપ શી ઇચ્છાથી આવ્યા છો. અમારા સરખું કંઇ કામકાજ હોય તો કહો. આપે મને પવિત્ર કીધો છે. ૨.

ઉત્તરમાં વામનજી બોલ્યા, હે રાજા, સાંભળ. અમોએ તને ઉદાર તરીકે જાણ્યો, અમારા જાણવામાં આવ્યું કે તું ઉદાર છે, એવી તારી મોટાઇ જાણી. ૩.

વળી ત્રણે બ્રહ્માંડ–સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ–શોધી વળીએ તો પણ તારા જેટાનો બીજો મળી શકે નહિ, હે રાજા, સાંભળ. એવો તારો મહિમા જાણ્યો. ૪.

મારૂં રહેઠાણ આખા જગતમાં છે. હે રાજા સાંભળ. બ્રહ્મચારીને વળી મુકરર રહેઠાણ, ઘર શાનું ? મેં તારો મહિમા જાણ્યો. ૫.

મારો બ્રાહ્મણનો વંશ છે; હું બ્રાહ્મણનો વંશજ છું. હે રાજા, સાંભળ. મારૂં નામ વામનજી છે. મેં તારો મહિમા જાણ્યો. ૬.

અમારા માતાપિતા કોણ છે તેની અમને ખબર નથી; કારણ કે તે બચપણમાંજ નાશ પામ્યા છે. હે રાજા સાંભળ, મેં તારો મહીમા જાણ્યો. ૭

એટલું બોલ્યા પછી શ્રી પ્રભુ વામનજી બોલ્યા હે રાજા, સાંભળ. મારે ત્રણ ડગલાં પૃથ્વી જોઇએ છે. મેં તારો મહીમા જાણ્યો. ૮

તને દાનેશ્વરી જાણીને તારી પાસે કંઇક માગણી કરવા આવ્યો છું. હે રાજા, સાંભળ. મેં તારો મહીમા જાણ્યો. ૯

તને મોટો દાનેશ્વરી જાણીનેજ તારી પાસે યાચના કરવા આવ્યો છું; હે રાક્ષસ કુળના સૂર્યરૂપ, તારી મોટાઇનાં શાં વખાણ કરૂં ? ૧૦

## પાઠ ૨૮.

અવસર=પ્રસંગ; ટાણું.
શુકન=સારી એંધાણી; સારૂં પરિણામ આવશે એવી આશા ઉપજે તેવો બનાવ
સૌભાગ્યવતી=જેનો ધણી જીવતો હોય તેવી (સ્ત્રી)
વિધવા=ધણી મરી ગયો હોય તેવી સ્ત્રી
અપશુકન=નઠારી એંધાણી; જે બનાવ જોઇ માઠું પરિણામ આવશે, એમ લાગે તે.
અપશુકનીઉં=અપશુકન કરનારૂં.
મિથ્યા=ફોગટ
કાગ=કાગડો
આકસ્મિક=અણધારેલા
ગ્રહણ કરી શકે છે=ઝીલી લઈ શકે છે.
બખોલ=ખાડા
ઢાંકણુ ઉંચું કરે છે=પીછાંવાળું ઢાંકણુ ખસેડી લે છે.
તક સાધી=લાગ જોઇ
તલપ મારી=ઓચિંતો હલ્લો કરી; તરાપ મારી.
બલિહારી=ખુબી.
ઉપકારક= ઉપયોગી; ફાયદાકારક
ચંચુપ્રહાર=ચાંચવડે મારવું તે.
(ચંચુ=ચાંચ+પ્રહાર=મારવું તે.) એના શબ્દો; પ્ર+હાર; સં+હાર=સંહાર=નાશ કરવો. વિ+હાર=વિહાર=રમવું. આ+હાર=આહાર=ખાવું તે

## પાઠ ૨૯.

દીવાદાંડી=દીવા માટે બાંધેલો ચણતરનો થાંભલો
ઝબકતા=ચમકતા.
હોકાયંત્ર=ઘડિઆળ જેવું એક યંત્ર હોય છે. તેમાંની સોય હંમેશાં ઉત્તર દક્ષિણ રહે છે.
વહાણવટી=વહાણવાળો; વહાણવટી જેવા શબ્દો. નાણાવટી, કંકાવટી.
ખરાબો=પાણીથી ઢંકાએલો ખડક.
કંડીલિયું=દીવાદાંડી; કંડીલ=મોટું ફાનસ
નિભંયરીતે=બેધડકરાઇથી.

યોજના=ગોઠવણ

આશીર્વાદરૂપ=કલ્યાણકારી

ધીકી રહ્યો છે=ધમધોકાર ચાલી રહ્યો છે.

ગોદી=આગબોટોને ઉભા રહી માલ ચઢાવવા ઉતારવાનું સ્થળ; ડક્કો

ગોઠવણ=યુક્તિ

પાઠ ૩૦.

નાવિક=( નાવ=હોડી+ઈક=વાળો ) હોડી હાંકનાર; વહાણવટી.

બારૂં=અંદર કરવાની જગા; વહાણને રહેવાની જગા.

સુઝે=દેખાય

સાહિત્ય=સાધનો.

પાઠ ૩૧.

સ્વદેશરક્ષક=( સ્વ=પોતાનું + દેશ+ રક્ષક=રક્ષણ કરનાર ) પોતાના દેશનો બચાવ કરનાર.

સૈકા=સો વરસનો કાળ. ચૌદમો સૈકો=ઇ. સ. ૧૩૦૧ થી ૧૪૦૦ સુધી. પંદરમો સૈકો=ઇ. સ. ૧૪૦૧ થી ૧૫૦૦ સુધી.

અણીનો=કેવટનો; ફેંસલાનો.

માર્ગ=રચના; બનાવોનો ક્રમ.

પ્રસિદ્ધ=જાણીતી.

ધર્મિષ્ઠતા=ધાર્મિકપણું.

સ્થિતિ=હાલત.

દયાજનક=દયા ઉપજાવે એવી.

અધીશ=( અધિ+ઇશ ) ઉમરાવ; હાકેમ.

પરાધીન=( પર=પારકું + આધીન= તાબે) પારકાને તાબે; પરતંત્ર.

કટોકટી=ભારે દુશ્મનાઇ.

કટોકટીને સમયે=અણીને વખતે.

ભવિષ્યવાણી=હવે પછી બનનાર બનાવની કથા; આગાહી.

દેવવાણી=દેવતાઇ શબ્દ; ગેબી અવાજ

દિવ્ય વાણી=ગુપ્ત રીતે બોલાયલા દેવતાઓના શબ્દ.

પ્રતિજ્ઞા=પણ; ટેક.

સજ્જ=તૈયાર.

રાજ્યાભિષેક=રાજ્યગાદી ઉપર બેસાડવાની ક્રિયા.

પાઠ ૩૨.

કલ્પનાશક્તિ=અનુભવ ઉપરથી વગર અનુભવેલું ગોઠવી દેવાની મનની એક પ્રકારની શક્તિ.

ખડું કરે છે=દોરી કાઢે છે; હાજર કરે છે.
પ્રબળ=વેગવાળી.
હૃષ્ટપુષ્ટ=આનંદમાં માલતું, મજબુત શરીરવાળું.
કવચ=બખ્તર.
દિવ્યમૂર્તિ=દેવતાઇ આકારવાળી.
સ્વાધીન=તાબે.
જાદુ કળા=હાથ ચાલાકી કે યુક્તિથી સામાને છેતરવાની હીકમત.
ડાકેણ પ્રેરિત કે ભૂત પ્રેરિત=વાસનાના બળવાન આવરણ સહિત મૃત્યુ પામેલું મનુષ્ય બીજાને દેખાવ દે છે. મરણ પામેલી વ્યક્તિ આવી ગતિએ જાય, ને તે જો સ્ત્રી હોય તો ડાકેણ થઇ કહેવાય ને પુરુષ હોય તો ભૂત થયો કહેવાય. તે માણસને દેખા દઇ અથવા તેના દીલમાં પ્રવેશ કરી અવનવા સારા માઠા કામો કરાવી શકે છે. જેના શરીરમાં એવા ભૂત કે ડાકેણે પ્રવેશ કીધો હોય ને તે જેવું કરાવે તેવું એ કર્યા કરે ત્યારે તે પ્રવેશેલી અદૃશ્ય વ્યક્તિના નામ ઉપરથી ભૂત, પ્રેરિત કે ડાકેણ પ્રેરિત કહેવાય. ડાકેણની પ્રેરણા મળતી હોય તેવી, અથવા ભૂતની પ્રેરણા મળતી હોય તેવી.
છાયા=છાપ; અસર; અંશ.
ધર્માધ્યક્ષ=(ધર્મ+અધ્યક્ષ) ધર્મગુરુ; પાદરી.
આરોપ=આળ; ઓતાનું.
ચમત્કાર=આશ્ચર્યકારક પ્રયોગ.
આત્મબળ=આત્માનું બળ; મનઃશક્તિ.
શ્રદ્ધા=વિશ્વાસ; આસ્થા; આકીન.
પ્રોત્સાહિત=હિંમત ભરેલું; હિંમતથી ઉ તેજાયલું.
પરાજય=હાર. ઉલટો શબ્દ વિજય.
ગોખરે=મુખડે; સૌથી આગળ.
સંતુષ્ટ=રાજી; સંતોષવાળી.
પ્રભાવ=મોટાઇ.
અલૌકિક=આ લોકમાં નહિ જડે એવો.
અન્ય=બીજા,

## પાઠ ૩૩.

પ્રેરણા=હુકમ; સંદેશો.

પરિસમાપ્ત=પૂરૂં.

નિશ્ચિત=નક્કી.

સેતાન=રાક્ષસ, ભૂત, પ્રેત ઇ૦ મનુષ્યના શરીર વગરની અદૃશ્ય વ્યકિત.

રાજદ્રોહ=રાજ્યની સામા ભારેમાં ભારે ગુના–રાજ્ય ઉથલાવવા પ્રયત્ન કરવાનો–તેની સામા બંડ ઉઠે એવું કરવાનો, રૈયતને ઉશ્કેરવાનો, કે એવો બીજો ભારે ગુનો.

ગુંચવણ ભરેલા=સમજીને જવાબ દેવામાં અડચણ પડે એવા.

યુકિત પ્રયુકિત=જાતજાતની તદબીર

તરળ હૃદયની=ભોળી.

સાધ્વી=( સાધુ = સજ્જન; સારો માણસ+ઇ) સદ્‌ગુણી પવિત્ર સ્ત્રી.

વિરુદ્ધનો=ગેરલાભકારક. એથી ઉલટો તરફેણનો લાભકારક.

ધર્માધ્યક્ષ=ધર્મગુરુ; પાદરી.

શિયળ=બ્રહ્મચર્ય; પ્રતિવ્રતાપણું.

અજાયબ=આશ્ચર્યકારક,

સ્મારક=યાદગીરી કાયમ રાખવા બાંધેલું મકાન, કરાવેલી છબી, વગેરે.

પૂજ્યભાવ=પૂજવા લાયક ભાવ–લાગણી.

દર્શાવે છે=દેખાડે છે.

માન=પ્રેમની લાગણી.

જારી=ચાલુ.

સૂચવે=દેખાડે.

કદર=બૂજ; કિંમત.

પ્રાણ ત્યાગ કર્યો=મરી ગઇ.

અસંસ્કારી=બીનકેળવાયલી.

ધાર્મિકવૃત્તિ=ધર્મ તરફનો સદ્‌ભાવ.

મનોબળ=મનની ગુપ્ત શકિત.

## પાઠ ૩૪.

પત્ર=કાગળ

સમર્યા=યાદ કર્યા

વૈકુંઠનાથ=વૈકુંઠના ધણી; વિષ્ણુ

મામેરૂં=મોસાળું

દામ=પૈસા

ત્રિકમજી=(ત્રિ=ત્રણ+ક્રમ=ઓળંગવું; ત્રણ ડગલામાં બ્રહ્માંડ માપી નાંખ્યુ માટે ત્રિકમજી; વિષ્ણુ; ( જુઓ પાઠ ૨૭ મો. )

ત્રેવડ=ગોઠવણ
દ્રવ્યતણું=પૈસાનું
પાય લાગ્યા=પગે પડયા
પંડયો=ખોખલા પંડયા
સંત=સાધુ
સીમન્ત=અધરણી
વેલ્ય=ગાડું
સાંગી=ગાડાની બેઠક.
તળાવા=ગાડાનો એક ભાગ
પિંજણીયે=પીંજરી; ગાડાની પાછળ બાંધવામાં આવે છે
શ્રી જગદીશ=( શ્રી+જગત્+ઇશ=ધણી ) પરમેશ્વર
સંઘાતે=સોબતમાં; સાથમાં
સંપુટ=જોડકું; ( સં=સાથે+પુત=વાસણ )
બાળમુકુંદ=બાલ્યાવસ્થાવાળા શ્રીકૃષ્ણ
દામોદર=( દામ=દોરડું+ઉદર=પેટ ) જેને પેટે દોરડું છે તે. કૃષ્ણ
નંદનંદજી=( નંદજીનો નંદ=છોકરો) શ્રી કૃષ્ણ
વાજિંત્ર=વગાડવાનાં સાહિત્ય; પખાજ, ઝાંઝરી, કરતાળ, શંખ વગેરે

ગાંઠડી=ગાંસડી
કાષ્ઠ=લાકડું
તુળસીમાળ=તુળસીના લાકડાના મણકાની માળા
ભોગાવશે=ભોગ પુરા પાડશે.
ગોપાળ=( ગો=ગાય+પાળ=પાલન પોષણ કરનાર ) કૃષ્ણ
બળહીણા=બળ વગરના; નિર્બળ
હીંડે=ચાલે
ઠેલે=ધકેલે
સાથ=જથો
સોર=બૂમ; ઘાંટો
ઢાળ=ઢોળાવ; ઢળાણ
ગળિયો=નિર્બળ; ઢીલો
પુંછ=પુંછડું
ગ્રહી=પકડી
કૌતુક=અચંબો; નવાઈ, હસવું આવે એવો પ્રસંગ.
કોટિ=કરોડ; અસંત
સાલેસાલ=સાંધે સાંધા
જૂજવાં=છૂટાં; જુદાં
વક્ર=વાંકાં
સાંગી=ગાડાની બેઠક

ચૂચવે=ચૂર ચૂર બોલે; ચીંચ- 'વાટ કરે
ચક=પૈડું
મધ્યાન્હે=(મધ્ય=વચ્ચોવચ+અહ્ન= સૂર્ય) માથે સૂર્ય આવે તે વખત; ખરો બપોર
મહિમા=મોટાઇ
વિષયી=આહાર વિહારમાં રચ્યા પચ્યા રહેલા; મોજશોખમાં મશગુલ બનેલા
પુર=શહેર; નગર
કોડ=મનની અભિલાષા
રોક=રોકડું
વસાત=વિસાત; કિંમત

પાઠ ૩૪.

ખોખલા પંડયાએ નરસિંહ મહેતાના હાથમાં કાગળ આપ્યો; નરસિંહ મહેતાએ કાગળમાં વધામણી વાંચીને વૈકુંઠના ધણી વિષ્ણુ-ભગવાનનું સ્મરણ કર્યું.

ઘરમાં ખોટો પૈસો પણ નથી ને પુત્રીનું મોસાળું કરવું છે; માટે હે ત્રિકમજી, પૈસાનું કામ છે તેની ત્રેવડમાં રહેજો.

પછી ખોખલા પંડયાને જમાડી દક્ષિણા આપીને પગે લાગ્યા. અમે મોસાળું લઇને આવીશું, એમ કહી પંડયાને વિદાય કર્યા.

વૈષ્ણવ સંત તે બધા એમના સગાં-તેમને નરસિંહ મહેતાએ પોતાને ઘેર તેડાવ્યા. પછી કહ્યું કે કુંવરબાઇનું સીમંત છે તેથી મોસાળું લઇ આપણે જવું જોઇએ.

જુની પુરાણી ગાડી છે. તેની ધુંસરી વાંકી વળી ગએલી છે. ગાડામાં બેસવાની બેઠક તથા સોટા પણ બાંગેલાં છે. કોઇના તળાવા ને કોઇની પીંજરીઓ માગી આણેલી છે; વળી બે બળદ પણ માગી આણ્યા છે,

મહેતાજી મામેરા માટે ચાલવા લાગ્યા, ને શ્રી જગતના ધણી પરમેશ્વરનું સ્મરણ કરવા લાગ્યા. તેમની સાથે તેમની ત્રણે સખીઓ પણ ચાલી. સાથે દસવીશ વેરાગીઓ પણ હતા.

ત્રાંબાની દાબડીનો સંપુત હતો તેમાં બાળમુકુંદ—શ્રીકૃષ્ણજીની

બાલ્યાવસ્થાની પ્રતિમા હતી. ગળે હાર પહેરેલો હતો તેમાં દામોદર નંદજીના પુત્ર કૃષ્ણજીને રાખ્યા હતા.

ગાડીની પાછળ કોથળો બાંધ્યો હતો. તેમાં વાજીંત્ર ભરેલાં હતાં. ગોપીચંદનની તુળસીના પવિત્ર લાકડાની એક ગાંસડી બાંધી લીધી હતી.

મોસાળાનાં સાધનોમાં તિલક અને તુળસીની માળાજ હતાં. નરસિંહ મહેતાને મનમાં નિર્ભયતા છે કે ગાયોના પાળનાર શ્રી કૃષ્ણ પ્રભુ મોસાળાના સર્વ ભોગ પુરા પાડશે.

નિર્બળ બળદીઆ શી રીતે ચાલે-શાના ચાલે! વૈષ્ણવોનો સાથ ગાડાને ધકેલે છે. (ઢાળ ચઢવાનો આવે ત્યારે) "જે જે વૈકુંઠનાથ"; "જે જે વૈકુંઠનાથ"–એમ મોટા અવાજે કરે છે, ને બળદ પાસે ઢાળ ચઢાવે છે.

એક બાગદ નિર્બળ થઇને બેસી પડે છે ને બીજો આખલો છે તે તાણી જાય છે, ત્યારે બેસી પડેલાને પુંછડું ઝાલીને ઉભો કરે છે. એવી એવી કરોડ,–અત્યંત નવાઇ થયાં કરે છે.

રથનાં સાલેસાલ–સાંધેસાંધા–છુટાં ને બહુ વાંકાં છે. બેઠકનો તો બહુજ અવાજ થાય છે. અને પૈડાં ખૂબ ક્ચૂર ક્ચૂર ચીંચવાટ કરી રહ્યાં છે.

ઘડીમાં વ્હેલ પર ચઢે, બેસે ને વળી પાછા ઉતરવું પડે; પળે પળે મોઢેથી રામકૃષ્ણનું નામ બોલે એમ કરતાં કરતાં બરે બપોરે મહેતાજી આવી પહોંચ્યા. તેમને જોવાને આખું ઉના ગામ ભેગું મળ્યું.

વિષ્ણુના ભક્તનો મહિમા શહેરના વિષયી લોક (અથવા વિષયી નગરના લોકો) શું જાણે! કુંવર વહુના મનના અભિલાષ પુરા થયા. મામેરૂં રોકડું છે.

મહેતાજી રોકડું મામેરૂં લાવ્યા છે. વિષ્ણુ ભક્તો કેવા મોટા છે તે જુઓ! એકેક માળા આપશે તો આખી નાગરની ન્યાત પહેરશે. પ્રેમાનંદ=પાઠ ૨૭ મો જુઓ.

### પાઠ ૩૫.

કદ=માપ.

સુરક્ષિત=સારી રીતે રક્ષણ કરાયલું.

રોનકદાર=ભપકાદાર.

મંસલ=માંસનું બનેલું.

કીમતી=મોંઘા.

આલ્જીરિયા=આફ્રિકાખંડની ઉત્તરે આવેલો એક દેશ; એ સ્પેશપોર્ટુગલની દક્ષિણે આવેલો છે.

ઈજિપ્ત=મીસર; અરબસ્તાનને સામે કાંઠે આવેલો દેશ; આફ્રિકાખંડમાં છે.

કૅલિફોર્નિઆ=અમેરિકાખંડની મધ્યમાં મેક્સિકોની રાજધાનીનું શહેર છે.

ખ્યાલ આવશે=અનુમાન થશે; સમજાશે.

લીલોતરી=વનસ્પતિ.

### પાઠ ૩૬.

સીરિઆ=<br>મેસોપોટેમિઆ= } એશિઆઇ તુર્કસ્તાનમાં પ્રાંત છે.

લાદીને=ભરીને

ફળદ્રુપ=લીલોતરીવાળા

કાફલો=જથો

ક્ષુધા=ભૂખ

તૃષા=તરસ

વિશ્રામ=વિસામો; આરામ

હાથ લાગ્યો નહિ=મળ્યો નહિ

લોથપોથ=( લોથ=મુડદું ) મુડદા જેવા; શબવત્

જવાહીર=ઝવેરાત

સંજોગ=પરિસ્થિતિ; હાલત

નિરાશ=દીલગીર; આશાભંગ

તેજી=ચપળ

અસીલ=ગરીબ

સાહસિક=(સાહસ+ઇક) હિંમતવાન

પરોણાગત=મેમાનગીરી; આદરસત્કાર

### પાઠ ૩૭.

અગત્યનો=જરૂરી

ખનિજ=ખાણમાંથી નીકળતો (ખનિ–ની=ખાણ+જ=જન્મેલું)

ઉષ્ણતા=ગરમી

ગૅસ=વાયુ

પ્રશ્ન=સવાલ; શંકા

ખીચોખીચ=તદ્દન નજીક નજીક; ઘાડી

અસ્તિત્વ=હયાતી
સમૃદ્ધિ=દોલત; સંપત્તિ; આબાદી
ખ્યાલ=સમજણ
આબાદી=ચઢતી; ઉન્નતિ
સૂચન=ભાન
તેને અંગે થએલાં=તેને લીધે થએલાં; તેના કારણથી થએલાં

પાઠ ૩૮.

ખોદાણ=ખોદકામ
ધરેડી=ગરગડી
જોગવાઈ=ગોઠવણ
અકસ્માત્ થાય છે=અણધાર્યું નુકસાન થાય છે; આફત આવી પડે છે.
જાન=જીવ; માણસો વગેરે

પાઠ ૩૯.

જમાવટ થવી=ભેગાં થવું; ઠઠ બાઝવી
પ્લાસ્ટર ઓવ્ પૅરિસ=ચૂનો, રેતી ને પાણી વગેરે મેળવી તૈયાર કરેલો વિલાયતી કોલ. એ સફેદ હોય છે, ને એનાં રમકડાં, મકાનની છત (સીલીંગ) વગેરે બને છે.
આકર્ષવા=ખેંચવા; એકઠાં કરવા
તડાકા=ખરીખોટી વાતો; ગપાટા
ટકાઉ=મજબુત; ટકે એવાં
પુષ્ટિ=ટેકો; આધાર; પુરાવો
અનૃતં=(અન=નહિ+ઋત=સાચું) અસત્ય; જૂઠું
વાચ્યમ્=બોલવું
નિંદતા=નિંદા કરતા
દાઝ=લાગણી
વા=વાહ
મનુસ્મૃતિ=માણસોએ કેવી રીતે વર્તવું જોઇએ તે સંબંધી મનુ મહારાજે લખેલું સંસ્કૃત પુસ્તક માનવ-ધર્મ-શાસ્ત્ર
ધૃષ્ટતા=નિર્લજ્જપણું
પરાશરસ્મૃતિ=પરાશર મુનિએ લખેલું ધર્મ શાસ્ત્ર
શરમિંદા=ઝીકો
પતરાજી=શેખી; બડાઈ,
ફિટકાર=તિરસ્કાર
ડોળ=દેખાવ
ફજેતી=બેઆબરૂ

પાઠ ૪૦.

સંસર્ગ=સોબત.

ઔદાર્ય=(ઉદાર+ય=પણું) ઉદારતા.
આગ્રહ=ખંત.
વિપત્તિ=સંકટ, દુ:ખ.
લેખવતાં=ગણતાં.
મૅસિડોનિઆ=એ નામનો પ્રાંત ગ્રીસનો એક ભાગ.
ઇજિપ્ત=મીસર.
એશિઆ માઇનોર=લઘુ એશિઆ, એશિઆઇ તુર્કસ્તાનનો ભાગ.
સર કર્યો=જીત્યો, તાબે કીધો.
ખ્યાતિ=નામના, કીર્તિ.
વર્તન=વર્તણુક, રીતભાત.
બેશક=શંકા વગર. નિ:શંક.
સમાવેશ=સમાસ; માઇ રહેવું તે.
આશ્ચર્ય=નવાઇ.
મૈત્રી=દોસ્તી; ભાઇબંધી.
બેનમૂન=અદ્વિતીય; બીજા કોઇમાં ન હોય તેવી; જેનો નમુનો ન મળે એવી; ઉત્તમ.
અટકાવ=રોકાણ.
અઢીંગી=અઢેલી, ટેકો દઇ.
અડગ=સ્થિર.
વ્યવહાર=આપ લેનો સંબંધ.

સંભાવના=સત્કાર.
વીરત્વ=( ત્વ=પણું ) વીરપણું; બહાદુરી. ત્વ પ્રત્યય આવે એવા શબ્દો વીરત્વ, લઘુત્વ, મહત્વ, ગુરૂત્વ, સત્ત્વ, મમત્વ.
ફિલસુફ=તત્ત્વજ્ઞાની.

પાઠ ૪૧.

બળાપો=બળતરા.
લાજ=આબરૂ.
શે=શા માટે.
નિર્માલ્ય=માલ વગરના.
નિર્ધન=ધન વગરના.
અવતાર=જીવતર.
નવ=નહિ.
માઠું=બુરૂં.
સંઘરો=સંગ્રહ=એકઠું કરવું તે.
અવસર=ટાણું; પ્રસંગ.
મોડ=શુભ અવસરે સ્ત્રીએ માથે પહેરવાનું આભૂષણ એને ખૂંપ પણ કહે છે. એ જાડા ઘાસની સળીઓનો ગુંથેલો હોય છે. કેટલાક લોકો મોતીનો ગુંથાવે છે.
નાડાછડી=રંગીત સુતરનો દડો. લાલ, પીળું સફેદ રંગવાળું સુતર.

ધાટ=ઘાટડી; લુગડું.
બારે વાટ=હતા તેવાને તેવા; કોઇ પણ જાતની તૈયારી વગર; બેઠા હતા તેવા ને તેવા.
શેં=શા માટે.
હેજ=હેત.
સુરભિ=ગાય.
વછ=વત્સ=વાછરડું.
મછ=મચ્છ=મત્સ્ય=માછલું.
વછોઇ=વિહોણી-વગરની; વિખુટી પડેલી.
મૃગલી=હરણી.
લવણ=મીઠું, લૂણ, નીમક.
ભાવ=હેત.
લોચન=આંખ.
શિદ=શા સારૂ.
ઉપહાસ=મશ્કરી.
તાળ=કરતાળ.
ચંગ=તાળ વગાડવાની પિત્તળની ચકતિયો.
ઢંગ=ઢાઠ; રીતભાત.
મસ્તક=માથું. સં, મસ્તિષ્ક આશ્વાસન આપવાને માટે માથે હાથ મુકવામાં આવે છે.
પહેરામણી=બક્ષીસ; શુભ પ્રસંગે અપાતી ભેટ.
આસામી=માણસ; જેને પહેરામણી આપવી હોય તે માણસનું નામ.
સમસ્ત=સકળ, બધાં.
વિસારશો=ભુલી જશો.
મા=નહિ
વસ્ત=વસ્તુ; ચીજ.

## પાઠ ૪૧ સમજુતી.

કુંવરબાઇ આજીજી કરીને બોલી. મોસાળમાં તો કંઇજ લાવ્યા નથી. દ્રવ્ય વગર શું કરવા આવ્યા! હવે નાગરની ન્યાતમાં આબરૂ શી રીતે રહેશે? ૧

ધન વગરના માણસનો અવતાર માલ વગરનો છે. ધન વગરનાનું જીવ્યું તિરસ્કારને પાત્ર છે. તેને કોઇ ગણતું એ નથી, ને બારણે પણ ઉભું રાખતું નથી. ૨

ધનવગરના માણસમાં ચતુરાઇ હોય તોપણ તે ગાંડો ઘેલો મનાય છે. તેને લોકો દુર્બળ, દુર્બળ કહી બોલાવે છે પિતાજી, એથી ભુંડું બીજું કશુંજ નથી. ૩.

હે પિતાજી, તમે કંઇ ઉદ્યોગ કરતા નથી, ને ધન પણ એકઠું કર્યું નથી, તો એમ કર્યે આ ટાણું થી રીતે સચવાશે, તેનો તમેજ વિચાર કરો. ૪.

કંકુની પડીએ નથી લાવ્યા મોડ કે નાડાછડી પણ નથી લાવ્યા. માટલી, ચોળી, કે ઘાટડી પણ નથી, ત્યારે એમ બેઠા હતા તેવાને તેવા શું કામ આવ્યા ? ૫.

હે તાતજી, હવે કેમ કરીને આબરૂ રહેશે ? મારી મા મરી ગઇ તેને બદલે હું કયાં ન મરી ગઇ ? ખરેખર, મા વગર સંસાર શૂનો છે. માતા વગરનો અવતાર તે શા કામનો ? મતલબ કે માતા વગરનું જીવતર ફોકટ છે. ૬.

જે બાળકની મા મરી ગઇ છે, તેના મૃત્યુ સાથેજ બાપનું સગપણ પણ જાણે ઉતરી જાય છે. જેવું અસ્ત પામતા સૂર્યનું તેજ છે, તેવુંજ મા વગર ( એકલા ) બાપનું હેત સમજવું. ૭.

ગાય મરી જતાં જેવું વાછરડું, પાણી વગર તલપતું જેવું માછલું, અને ટોળાથી વિખુટી પડેલી જેવી હરણી (એકલી હોય છે ) તેવીજ મા વગર દીકરી એકલી (અટુલી પડી જાય છે) મુંઝાય છે. ૮.

મીઠા વગર અનાજ જેવું ફીકું લાગે છે. હેત વગર (જમાડેલું) જેવું ભોજન ભાવતું નથી, કીકી વગર જેવી આંખ નકામી પડે છે, તેવુંજ મા ન હોય ત્યારે દીકરી ઉપર બાપનું મન હોય છે. ૯.

જેવી રીતે ઘડો ફુટી જાય એટલે ઠીંકરી ગમે ત્યાં રઝળતી પડી રહે છે, તેવી મા વગર દીકરીની દશા છે. જેમ ગોળ વગરનો કંસાર મોળો લાગે છે, તેમ મા વગર દીકરીનો સંસાર સુનો થઇ જાય છે. ૧૦.

મશ્કરી કરવા શા સારૂં આવ્યા? સાથે પાંચપચાસ વેરાગી, શંખ, કરતાળ, પવિત્ર તુળસીનીમાળાઓ, એ (બધું લઇને આવ્યા) તે મોસાળું કરવાના ઢંગ કહેવાય ? ૧૧.

પિતાજી, કંઇ ન હોય તો પાછા વળો, એમ કહીને છોકરી રડી પડી, ત્યારે તેના માથા પર હાથ મુકી મહેતાજી બોલ્યા વૈકુંઠનાથ મોસાળું કરશે. ૧૨.

જેટલાને પહેરામણી કરવી હોય તેટલાં માણસોના નામ લખી લાવો. સાસરાના પક્ષનાં તમામનાં નામ લખજો. વળી એકે ચીજ ભુલશો નહિ. મતલબ કે આસામીવાર ચીજનાં નામ લખજો ને કોઇ આસામી કે કોઇ ચીજ રહી ન જાય તે લક્ષમાં રાખજો.

પ્રેમાનંદ—પાઠ ૨૭ મો જુઓ

## પાઠ ૪૨.

જિજ્ઞાસા=જાણવાની ઇચ્છા.

પિપાસા=પીવાની ઇચ્છા.

જિજિવિસા=જીવવાની ઇચ્છા.

સ્વાભાવિક=કુદરતી રીતે

રુચે=ગમે.

રાંટા=ત્રાંસા.

કઢંગી=ઢંગ વગરની; બેઢંગી; વિચિત્ર.

## પાઠ ૪૩.

શિશુપાળ=ભગવાન કૃષ્ણનો શત્રુ.

રુકિમણી=કૃષ્ણ ભગવાનનાં ધણિઆણી.

હરણ કરી ગયા=લગ્ન કરવા માટે ઉપાડી લઇ ગયા.

રાજસૂયયજ્ઞ=ચક્રવર્તી રાજા થવા મોટો યજ્ઞ કરવામાં આવતો તે.

યજ્ઞમંડપ=યજ્ઞ કરવા માટેનો માંડવો.

ભૂપતિ=( ભૂ=પૃથ્વી+પતિ=ધણી ) રાજા.

મુનિવર=ઋષિઓમાં શ્રેષ્ટ

સન્માન=સ્વાગત; પૂજા.

શંકા=તર્ક; વિચાર.

સમાધાન=નિર્ણય; શંકાનિવારણ.

પિતામહ=બાપના બાપ.

સર્વજ્ઞ=( સર્વ+જ્ઞ=જાણનાર ) બધું જાણનાર.

વૈર તૃપ્ત કરવાનો=વેર વાળવાનો.

ખેદ=દીલગીરી.

ઇર્ષ્યા=અદેખાઇ.

હોઠ ધૂજવા માંડયા=ગુસ્સાનું એક ચિહ્ન છે. હોઠ ફડફડવા માંડય=બોલવાને તત્પર થયા.

ચઢી ગયું=મોઢું થયું.

આવેશ=જુસ્સો,

વાગ્યુદ્ધમાં ઉતર્યો=બોલાબોલી થઇ.
( વાક્-ગ=વાણી+યુદ્ધ=લડાઇ )
વાગ્યુદ્ધ જેવા શબ્દો. બાણયુદ્ધ, મલ્લયુદ્ધ, દ્વંદ્વયુદ્ધ.
ગર્વવચન=અભિમાનના બોલ.
અગ્રપૂજા=પહેલી પૂજા.
ગોવાળ=ગાયો ચારનાર; ભરવાડ.
ચર્ણતણા=પગના.
ઉપાન=(સં ઉપાનહ)=જોડા; પગરખાં; ખાસડાં.
મૂઢ=મૂર્ખ; મંદમતિ; અક્કલહીણ.
જોડ=જોડી.
તસ્કર=ચોર.
કોડ=મનની હોંસ.
ધૃતરાષ્ટ્ર=કૌરવોના બાપ.
શ્વસુર=સસરો.
ઋત્વિજ=યજ્ઞ કરાવનાર.
સત્યવતીસુત=સત્યવતીનો છોકરો.
વ્યાસ=વેદવ્યાસ.
બ્રહ્મનિષ્ઠ=ઇશ્વરના ચિંતનમાં નિમગ્ન રહેતું.
કૃપાચાર્ય=પનો જ થાય છે.
યજ્ઞ=જગન.
યાત્રા=જાત્રા.
યજમાન=જજમાન.
કૃપાચાર્ય=કૃપાચારજ. ગે.ર
યૂથ=જૂથ.
સૂત્ર=યજ્ઞસૂત્ર—યજ્ઞોપવિત (જનોઇ) જેવું પવિત્ર.
અશ્વત્થામા=દ્રોણાચાર્યનો પુત્ર.
પૃથ્વીપતિ=રાજા.
એકલવ્ય=ભીલ હતા.
જયદ્રથ=એણે સાતમા કોઠામાં અર્જુનના પુત્ર અભિમન્યુને માર્યો હતો.
મહાંત=મોટા મોટા; મોટેરાં.
ભૂપ=રાજા
અપૂજ્ય=નહિ પૂજવા ગ્યોગ્ય.
શાને=શા માટે ? શા કારણથી ?
ભ્રષ્ટ થયું=અપવિત્ર થયું; બગડયું; કલંકિત થયું.
રાજન=હે રાજા.
જપ=મંત્રનો વારંવાર ઉચ્ચાર.
તપ=દેહદમન, ઇન્દ્રિયનિગ્રહ, વગેરે; કષ્ટ વેઠવું તે.
સાધન=સાધના; અમુક દેવની ભક્તિ.
કર્મ=સત્કર્મ.

## પાઠ ૪૩.

શિશુપાળ સભામાં એકદમ ઉભો થયો. તેને યુધિષ્ઠિર સાથે બોલા બોલી થઇ:—શિશુપળ ઊઠી ગર્વ ભરેલાં વચન બોલવા લાગ્યા—

અલ્યા ધર્મ, તું મૂર્ખ મનવાળો જણાય છે. તેં આ વખતે હલકી બુદ્ધિવાળા થઇ પહેલી પુજા ગોવાળીઆની કીધી. જે પગનાં ખાસડાં (તુલ્ય) તેને માન આપીને માથે ચઢાવ્યાં હે મંદબુદ્ધિવાળા તુ વાજબી ગેરવાજબી તો સમજતોજ નથી. તને યજ્ઞ કોણે કરાવ્યો ? સરખે સરખી જોડ મળી, (એટલે) ચોરને પૂજી મનના કોડ પુરા કર્યા. આ વૃદ્ધ ધૃતરાષ્ટ્ર છોડીને ગોવિંદને પૂજ્યો, એ તમે ચૂક કરીને ચાલ્યા (ગણાવ) વળી દ્રુપદ કે જે તમારો પોતાનો સસરો તે તથા બીજા મોટા શૂરવીર રાજાઓ, તેજ પ્રકાશ યજ્ઞ કરનારાઓને પણ મુકીને, વળી સત્યવતીના છોકરા વેદવ્યાસ, યાજ્ઞવલ્ક્ય ઇશ્વરના ચિંતનમાંજ નિમગ્ન રહેતા કપિલ ભગવાન, વળી બ્રહ્માના પુત્ર વસિષ્ઠજી, દ્રોણાચાર્ય, ને યજ્ઞોપવીત (જનોઇ) જેવા પવિત્ર કૃપાચાર્ય, ગુરુના પુત્ર અશ્વત્થામા વળી સૂર્યનો છોકરો કર્ણ, રાજા દુર્યોધન, શલ્ય, એકલવ્ય, ભગદત્ત, ભીમક, બાલ્હિક જયદ્રથ એવા મોટા મોટાઓને મુકી યજ્ઞને અંતે ચોરને પૂજ્યો. અપમાન વડે રાજાઓને ઝાંખા કર્યા, એ નહિ પૂજવા લાયકને તેં શા માટે પૂજ્યો ? હે રાજન્ ! તારી કીર્તિ, યશ અને પુણ્ય આજે ભ્રષ્ટ થયાં. એ કૃષ્ણે શો ધર્મ પાળ્યો છે ? જપ, તપ, સાધન, કર્મ કશુંય કીધું નથી.

ગિરિધર-કવિ.

## પાઠ ૪૪.

ખડ્ગ=ખાંડું, તરવાર કરતાં વધારે વાંકું દાતરડા જેવું શસ્ત્ર.

ધર્મરાય=ધર્મરાજા.

શાંત=ઠંડા.

મહાત્મ્ય=મહાત્માપણું; મોટાઇ.

સત્યકથન=સાચા બોલ.

રુચે=ગમે.

સાર=મુદ્દો; સા ાંશ.
ગ્રહણ કરવાને=સમજી લેવાને.
મંદ=ઝહેર મારી ગએલી; થોડી.
પક્ષ=તરફેણ.
પૂતના=કૌંસની બેન. માસી પૂતના ધાવણ મારફત ઝેર ચુસાડવા છ દિવસના કૃષ્ણને માટે કૌંસના મોકલ્યાથી નંદને ઘેર ગઇ હતી ત્યાં તેના રક્તમાંસ ચુસી લઇ કૃષ્ણે મારી નાખી હતી.
બગ=બગાસુર, એ નામનો રાક્ષસ.
કેશી અશ્વ=કેશી નામના ઘોડારૂપ રાક્ષસને શ્રીકૃષ્ણે માર્યો.
અઘાસુર=એ નામનો રાક્ષસ. (અઘ=પાપ+અસુર=રાક્ષસ)
વત્સ=વત્સાસુર.
મર્દન કીધો=મારી નાખ્યો.
રાફ=રાફડો; જમીનની બહાર જાણે જમીનની અંદર હોય તે દર.
તસ્કરકર્મ=ચોરીનું કામ; ચોટ્ટાઇ.
કુત્સિત=નિંદાભરેલું.
રહિત વિચાર=વિચાર વગરનું; અવિચારી.
કાક=કાગડો.

ઉચ્છિષ્ટ=એઠું; બોટેલું; છાંડેલું; ખાતા વધેલું.
નિરધાર=નક્કી.
ઇત્યાદિક=વગેરે.
અણઘટતાં=અણછાજતાં; ઘટે નહિ એવાં.
વાચક=વાક્ય; વચન; બોલ.
ભાખ્યાં=બોચર્યાં; બોલ્યો; ઉચ્ચાર્યાં.
શિવ શબ્દ=(શિવા=શિયાળ) શિયાળનાં શબ્દ.
સાંખે=સહન કરે.
ત્યમ=તેવી રીતે.
પ્રહાર=આઘાત; સપાટો.
નિંદક=નિંદા કરનારાં.
આહ્વાન કર્યું=આમંત્રણ-નોતરૂં દીધું, જોર હોય તો સામે લડવા આવી જા એમ લડવા બોલાવ્યા.
અક્ષંતવ્ય=માફ કરી શકાય નહિ એવા.
કોપાયમાન=ગુસ્સે.
સુદર્શનચક્ર=કૃષ્ણ ભગવાનનું મુખ્ય હથિયાર.
છેદી નાખ્યું=કાપી નાંખ્યું; ધડથી જુદું કરી દીધું.

શિશુપાળ ભીષ્મ તરફ ફરી કેરાયો ને કહેવા લાગ્યો:—

અલ્યા ભીષ્મ, તું ઘરડો થયો તોપણ તારી બુદ્ધિ મંદજ રહી તું કપટી કૃષ્ણની તરફદારી કરે છે, એટલે તેંજ ઇંદ્રિયોને જાણનાર કૃષ્ણને પુજાવ્યો છે ( એમ જણાય છે ) ૧

એ કૃષ્ણએ શું બહાદુરી કરી છે, તે તો મને બતાવ. એક ઘરડી સ્ત્રી પૂતનાને મારી નાખી. બકાસુરની દાઢ ચીરી નાખી. એક વંટોળીઆ ભૂતને પછાડયા, ને જેણે ગાડું ભાંગ્યું. ૨.

બાજીગર થઇને એણે મંત્રવડે કાળી નાગને નાથ્યો. કેશી નામના ઘોડારૂપ રાક્ષસને તથા અઘાસુરને માર્યો ને વત્સાસુરને પણ માર્યો. ૩

ઉધાઇના રાફડા જેવા ગોવર્ધન પર્વતને ઉખેડીને હાથ પર લીધો. વ્રજમા રહીને વિચાર વિનાનું નિંદક ભરેલું ચોરીનું કામ કીધું. કાગડાની માફક ગોવાળીઆઓનું એંટેલું, એઠું, ખાધું. એ વગેરે નહિ છાજે નહિ એવાં જે વાક્યો શિશુપાળે ઉચ્ચાર્યાં, તે સિંહ જેમ શિયાળના શબ્દને સાંખે તેમ શ્રી શામળીઆએ સાંખ્યા—શ્રીકૃષ્ણે સહન કર્યાં.

## પાઠ ૪૫.

આગુ=આગેવાન.
કટક=લશ્કર.
વાનર યૂથ=વાંદરાઓનું ટોળું.
સરદાર વાનર=આગેવાન વાંદરો, વાંદરાનો રાજા.
મસલત=ચર્ચા તથા નિર્ણય.
પ્રતિબિંબ=પડછાયો; સામી છબી.
બુદ્ધિબળ=ચતુરાઇ.
બુદ્ધિપ્રભાવ=બુદ્ધિબળ.
વિસ્મય=આશ્ચર્ય
આગીઓ=આગેવાન; સરદાર.
વાનર રજ્જુ=વાંદરાનું બનાવેલું દોરડું.

## પાઠ ૪૬.

સ્વદેશ પ્રેમ=પોતાના દેશને માટે લાગણી.
જનની=માતા; જન્મ આપનાર સ્ત્રી.
જન્મ ભૂમિ=જે ભૂમિમાં જન્મ થયો હોય તે; સ્વદેશ.

ઉલટભેર=હોંસથી; ઉમંગભેર.
વિદેશ=પરદેશ.
ઉમળકો=હેત.
ઊર્મિ=ઉમળકો, મોજું, મોજાંની પેઠે હૃદયમાં ઊછળતા વિચાર.
પ્રબળ=વેગવાળી
સમાચાર=હકીકત.
ઉછાળો=આવેગ; ઉતારો.
બેલાશક=બેશક; જરૂર; ખાતરી પૂર્વક.
ઝાહોઝલાલી=આબાદી.
ગાઢીમૈત્રી=દૃઢદોસ્તી; બહેનપણાં.
મોહક=મોહ ઉપજાવે એવાં.
ભૂષણ=ઘરેણાં.
કેલિ=રમત.
પ્રેરાઇશું=દોરાઇશું; ઉત્તેજાઇશું.
વ્યવસ્થિત=રીતસર; ગોઠવણીવાળું.
પ્રવીણ=હોશિયાર.
જીવનની મર્યાદા=મૃત્યુ સુધીનો કાળ; જિંદગી; જીવતર.
સર્વથા=બધી રીતે.
અનુકૂળ=માફકસર
સંજોગો=બધી તરફની સ્થિતિ.
અનુસરતા=અનુકૂળ પડે એવા.
રીતરસમ=રીતરિવાજ.
સાહિત્ય=ગ્રંથો વગેરે ઉત્તમ સાધનો. કોઇપણ ભાષામાં લખેલાં પુસ્તકો તે તે ભાષાનું સાહિત્ય કહેવાય.
પાશ્ચાત્ય=પશ્ચિમની.
મુક્ત કંઠે=મોટે અવાજે; પોકારીને
શોચનીય=દિલગીર થવા જેવું. અનીય પ્રત્યય છે. એવા શબ્દો રમણીય ,પ્રેક્ષણીય, કમનીય, સ્પૃહણીય.
વીરરસ=પરાક્રમની વાતોથી ભરપૂર; જે વાંચ્યાથી બહાદુર બનવાને આવેગ મળે તેવો રસ.
અખૂટ=ખુટે નહિ તેવો.
યત્કિંચિત્=થોડુંક.
યથાશકિત=શકિત પ્રમાણે.
યથાવકાશ=અવકાશ-ફુરસદ પ્રમાણે.

### પાઠ ૪૭.

કર્તવ્ય=ફરજ
આર્થિક ઉન્નતિ=પૈસા સંબંધી ચઢતી.
વ્યય=ખર્ચ; ઉપયોગ.
ધનિક=ધનવાળા
શ્રેષ્ઠીઓ=શેઠીઆઓ,

પ્રવાસ=મુસાફરી.

માતબર=માલદાર; તવંગર; ધનવાન.

નીરક્ષીરન્યાયે=(નીર=પાણી+ક્ષીર=દૂધ+ન્યાય=રીત)=હંસ જેમ દૂધ તે પાણી જુદાં પાડે છે તેવી રીતે

કાકતાલીય ન્યાયે=કાગનું બેસવું ને તાડનું પડવું બને તે રીતે.

દેહલી દીપક ન્યાયે=ઉમરા ઉપર દીવો મુકવાથી પાસ પાસેના બે ખંડોમાં અજવાળું પડે છે તે રીતે.

વર્જવા=તજવા; છોડવા.

ચારિત્રબળ=નીતિમત્તા; સુનીતિબળ

સ્વાભિમાન=પોતાની જાત માટેનું યોગ્ય અભિમાન.

ઉદય=ઉન્નતિ; ચઢતી.

સ્વભાષા=પોતાની ભાષા.

અન્યભાષાદ્વારા=પારકી ભાષા માર્ફતે.

દ્વાર=બારણું; રસ્તો.

સમૃદ્ધ=માતબર.

## પાઠ ૪૮.

વીરાંગના=(વીર=બહાદુર+અંગના=સ્ત્રી) બહાદુર સ્ત્રી; વીર રમણી.

અપ્રતિમ=જેની બરાબરી કોઇ કરી ન શકે એવી; ઉત્તમ; અદ્વિતીય.

વૈધવ્ય=વિધવાપણું (વિ=વગર+ધવ=સ્વામી, ધણી+ય=પણું)

કાયર=બાયલી.

કવચ=બખતર.

પાણી ચઢાવ્યું=જુસ્સાદાર કીધું; હિંમત આપી.

ઘોર=ભયાનક.

સંગ્રામ=લડાઇ; યુદ્ધ.

અબળા=સ્ત્રી.

છાપો માર્યો=ઓચિંતો હલ્લો કર્યો.

ઝૂમ્યો=ઝૂઝયો.

મૂર્છા પામ્યો=બેભાન થયો.

બલવત્તર=વધારે બળવાન.

રુદ્ર સ્વરૂપ=શિવના જેવું સર્વભક્ષી કાળ સ્વરૂપ; અતિશય ક્રોધાન્વિતરૂપ.

મૂર્તિમંત=શરીર ધારણ કીધું હોય તેવું.

ક્ષાત્રતેજ=ક્ષત્રિયનું શૌર્ય.

સમરાંગણ=યુદ્ધનું મેદાન; રણક્ષેત્ર. (સમર=યુદ્ધ+અંગણ=આંગણું)

પાછી પાની કરશે=પાછી વળશે; હિંમત હારી જશે
મક્કમ=દૃઢ રીતે ખડીને ખડી
રુધિરની ધારા=લોહીની સેર.
પ્રાણ ત્યાગ=જીવનો શરીર સાથેનો સંબંધ તજવો તે, મૃત્યુ.

પાઠ ૪૯.

બ્રહ્મગિરિ=ત્ર્યબક આગળ આવેલો પર્વત; જેમાંથી ગોદાવરી નદી નીકળે છે તે.
અતિસે=અતિશય ઘણું જ
ભોમિયો=રસ્તાનો જાણકાર; મુસાફરને રસ્તો બતાવવા સાથે આવનાર
પાયરિ=દરજ્જો.
લિલ=સેવાળ; પાણીને લીધે ઉગતી એક જાતની વનસ્પતિ.
ગોમુખ=( ગો=ગાય+મુખ=મોઢું ) ગાયનું મોઢું.
શિવલિંગ શિરે=મહાદેવના બાણ ઉપર, (શિવલિંગ+શિર=માથું.)
નેટ=નક્કી.
સો આઠ=એકસો આઠ.
થપાયાં=સ્થપાયાં.
રંગી=આનંદી.
વરણી=વર્ણવી; ગાઈ.
સ્તબ્ધ=ચકિત.
હુંએ=હુ પણ; હું.
ઘટ=ઘાડાં.
નર્યું=નરદમ; એકલુંજ.
દિસંતુ=દેખાતું.
ખુલતું=ચોકખુ; આછું.
ઉપેર=ઉપર.
જુગ=થોડાં.
ગિરિ=પર્વત.
સંધુ=બધું.
સુનકાર=શાંત; નીરવ; અવાજ વગરનું.
મૃદુ=કોમળ.
મંદ=ધીમી.
જામે=એકઠી થાય; લાગે.
વ્યાપિ=ફેલાઇ.
ચમત્કારિક=આશ્ચર્યજનક.
સંધો=બધો.
પાપી=અપવિત્ર.
પ્રપંચો=દુનિયાદારીનાં તરકટો; સંસારના પાપી તરકટી વિચારો.
લીલા=કુદરતની ખુબી; ભગવાનની લીલા-રમતો; શોભા.

તપસ્વી=તપ કરનાર પવિત્ર પુરૂષ; મુનિ.
સમાયું=ગરકાવ થયું; તરબોળ થયું; ડુબી ગયું.
વિશ્વેશ=(વિશ્વ=જગત્+ઇશ=ધણી) જગતના ધણી; પરમેશ્વર.
કે=કંઇ; કશું પણ.
નર્મદ=(નર્મ=કલ્યાણ+દ-દા=આપવું) કવિ નર્મદાશંકર.

પાઠ ૪૯.

બહુ થાક લાગેલો તોએ સવારમાં ઉઠીને તળાવે ચાલ્યો. ત્યાં (તળાવમાં) નાહી પરવારીને ભોમીઆને લઇને મેં બ્રહ્મગિરિ તરફ જવા માંડયું. ૧.

ઘણી ઉંચી પત્થરીની માટી હતી તે લીલના સંસર્ગથી ચીકણી હતી તેથી જોઇ સંભાળીને ઉપર ચઢતો હતો. વચ્ચે વચ્ચે થાકને લીધે બેસતો પણ ખરો. ૨.

પછી હોંસથી ભરેલા જોવા જનારાને જે ગાયનું સોઢું મનાય છે તે સામે ઉંચે જણાવા માંડે છે. જેમાંથી થોડેક નીચે શિવલિંગના શિર ઉપર ટપકટપક પાણી પડે છે. ૩

પછી ત્યાંથી થોડેક છેટે હું ગયો. ત્યાં તો નિશ્ચય વરસાદથી બહુજ ભીનું હતું. અહીં ઉંચે ગોતમ ગોખરો હતો. તે જોયો, જ્યાં એકસોને આઠ શિવલિંગ સ્થપયલાં છે ૪.

અહીંથી ડુંગરની નીચેનો ભાગ જોતાં હું મનમાં બહુજ આનંદી થયો. અહા ! તેની શોભાનું હું શી રીતે વર્ણન કરી શકું. એ જોતાં તો હું છેક સ્તબ્ધજ થઇ ગયો. ૫.

ગાઢી ઝાડીના તો જાણે ઝૂમખાઓ. કે જેનો રંગ ઘેરાશ પડતો લીલો છે. કોઇ કોઇ સ્થળે તો એકલું ઘાસજ ઊગેલું તે રંગે ખુલતું લીલાશ પડતું દેખાય છે. ૬.

આઘે ત્ર્યંબકપુરીનાં છાપરાંઓ જણાયાં. એ (ટેકરી) પર થોડાં થોડાં ઝાડવાંઓ પણ જોયાં એને લીધે દેખાવ આનંદકારી લાગે છે. અને વિધવિધ રીતે શોભિતો એ ગિરિ છે. ૭.

ચારે બાજુએ બધું શાંત નીરવ લાગે છે. વચ્ચે વચ્ચે વહેતા ઝરાનો મધુર અવાજ થાય છે. વળી પવનની ધીમા ધીમી લહેરો પણ આવે છે, તેથી પુરા પ્રેમથી રળિઆમણો ડુંગર જોયાજ કરૂં છું. ૮

નવું નવું જોતાં મન આશ્ચર્યચકિત થાય છે. દેખાવની ગંભીરતાને લીધે (દબદબા ભરેલા દેખાવને લીધે) ભારે ભયની સુરખિ પણ ક્વચિત્ લાગી જાય છે, ને વળી પાછી એ પછી આનંદ આનંદ વ્યાપી રહે છે, એવો ચમત્કારિક પહાડ છે. ૯.

દુનિયાનો સઘળો વ્યવહાર ઘડીભર ભુલી જવાય છે. મનમાંથી સંસારના પાપી તરકટી વિચારો પણ ભાગી જાય છે. એની ખૂબીનો ઉપભોગ કરતાં ભગવાનની લીલા જોતાં જોતાં મને તૃપ્તિ થતી નથી. એવો તપ કરનાર મુનિ જેવો પવિત્ર પર્વત આ તો છે ! ૧૦.

આ બધું જોતાં મારૂં મન તો જગત્‌ના ધણી પરમેશ્વરમાં પરોવાયું, ડુબી ગયું, ને બીજું કંઇ ગમ્યું નહિ. કવિ નર્મદાશંકર કહે છે કે હું આનંદમાં છેક ડુબી ગયો. એવો (આનંદમાં ડુબાવી દે એવો) બ્રહ્મગિરિ ઉભેલો મેં જોયો. ૧૧.

નર્મદાશંકર—પાઠ ૨૦મો જુઓ.

## પાઠ ૫૦.

દીર્ઘઆયુષ્ય=(દીર્ઘ=લાંબું+આયુષ્ય=આવરદા) વધારે વરસ જીવવું તે.

ખ્યાતિ=કીર્તિ.

આટોપી શકે=પુરું કરી દે.

લેખક=લખનાર.

જીવન=આવરદા.

સંભવ=શક્યતા.

આરોગ્ય=તંદુરસ્તી.

પૂરતો=પુરેપુરે; જરૂર જોગો.

સર્જ્યાં=બનાવ્યાં; પેદા કર્યાં.

શારીરિક=શરીર સંબંધીની.

અનેક=(અન્+એક) ઘણા; એક કરતાં વધારે, અધિક.

વિરૂદ્ધ=ઉલટા.

અશક્ય=અસંભવિત; બનવું કઠણ.

વલણ=વળવાની વૃત્તિ; નિશાન.

વેતન=પગાર; ભાડું; મહેનતાણું.

ચીવટ=કાળજી.

પાઠ ૫૧.

પ્રચલિત=પ્ર=ખૂબ+ચલિત=ચાલતી) લોકોમાં ખૂબ ફેલાએલી.

ઉદાહરણ=દૃષ્ટાંતો, દાખલો, પ્રસંગ.

વિપત્તિ=સંકટ; દુઃખ.

સ્વીકારનાર=કબુલ કરનાર.

સાહિત્ય=કોઈ પણ ભાષામાં લખાએલાં પુસ્તકો તે તે ભાષાનું સાહિત્ય કહેવાય.

આદર્શ=ઉત્તમમાં ઉત્તમ; નમુનાદાર વિચાર કે વસ્તુ.

કર્તવ્યપરાયણ=ફરજ બજાવવામાં મંડ્યા રહેલા.

મઠ=વિદ્વાનોને રહેવાનાં સ્થાનકો. ત્યાં તેમનું પોષણ થાય એવો બંદોબસ્ત હોય છે, અને તેમને ફક્ત વિદ્યાભ્યાસંગ સિવાય કશુંજ કર્તવ્ય ફરજીઆત હોતું નથી.

પ્રવીણ=હોશિયાર.

લોકભાષ=લોકોનો મોટો ભાગ જાણતો હોય તેવી ભાષા; સામાન્ય સર્વ વ્યવહારમાં વપરાતી બોલી.

લેટિન=પ્રાચીન રોમન લોકોની ભાષા.

ફરમાન=હુકમ.

ભાષાન્તર=એક ભાષામાંથી બીજી ભાષામાં લખવું તે; અનુવાદ; તરજુમો.

અન્ય=બીજી.

અજબ=નવાઈ થાય એવો આશ્ચર્યજનક.

પાઠ ૫૨.

અસ્તિત્વ=હયાતી.

ચોકસાઈ=કાળજી.

સંમતિ=પરવાનગી

પ્રજા વત્સલ=પ્રજાનો વહાલો.

પાઠ ૫૩.

જળધોધ=પાણીનો કુદરતી ધોધવો.

ભવ્ય=દબદબા ભરેલો.

નાયગરા=જળ ગર્જના; પાણીનો બુલંદ અવાજ.

દેદીપ્યમાન=ખૂબ પ્રકાશતું.

પચરંગી=રંગ બે રંગી; ઘણા રંગવાળું

પાઠ ૫૪.

શૃગાલ=શિયાળ.

આત્મ પક્ષ=પોતાની જાતનું ટોળું.

સ્વેચ્છાથી=( સ્વ=પોતાની+ઇચ્છા=મરજી ) મરજી મુજબ.

નીલીના ભાંડમાં=(નીલી=ગળી+ભાંડ =કુંડ) ગળીના વાસણમાં.
વર્ણ=રંગ; જાત.
ઉદય=ઉન્નતિ; ચઢતી.
રાજ્યનો અભિષેક કર્યો છે=રાજગાદી સોંપી છે; રાજા બનાવ્યો છે.
સાષ્ટાંગ=( સ=સહિત+અષ્ટ=આઠ+ અંગ=અવયવ) આઠે અવયવ નમાવીને.
પરિચય=ઓળખાણ.
સ્વામિત્વ=ધણીપણું; રાજા તરીકેની પદ્દી.

## પાઠ ૫૪. સમજુતી.

પોતાનો પક્ષ છોડી દઇને પારકાના ટોળામાં જઇને રહે તેવો મૂર્ખ નીલ શિયાળની પેઠે મરણને શરણ થાય છે; કમોતે માર્યો જાય છે

## પાઠ ૫૫.

તંન=તનુજ; છોકરો. (તન=શરીર +જ=જન્મેલો) શરીરમાંથી જન્મેલો માટે.
(પંક=કાદવ+જ=જન્મેલું) પંકજ= કાદવમાંથી જન્મેલું તે; કમળ.
સ્વેદજ=પરસેવામાંથી ઉત્પન્ન થએલી, જૂ. અંડજ=ઈંડામાંથી જન્મેલાં.
દંન=દિન=દહાડો.
વખુટી=વિખુટી; જુદી; છુટી.
તતકાળ=તત્કાળ; તેજ વખતે. (તત્+કાળ)
અણુગા=અળગા; આઘા; છુટા; જુદા.
પ્રાણ=જીવ પ્રાણ પાંચ છે; પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન. એ સર્વેનો સંબંધ છુટી જાય ત્યારે મૃત્યુ થાય છે.
રણે=લડાઇના મેદાનમાં.
આગ=અગ્નિ; અગન; ઝાળ; તીવ્ર વેદના.
શતખંડ=( શત=સો+ખંડ=ભાગ; કટકા ) સેંકડો ટુકડા
દિનકર=( દિન=દહાડો+કર=કરનાર ) દિવસ કરનાર; જેના ઊગવાથી દહાડો થાય તે; સૂર્ય.
હસ્તિ=(હસ્ત=હાથ; સૂંઢ) હાથી.
વેધે=છેદે; વીંધે; કાપે.
વશિયર=વિષધર; ઝેર ધારણ કરનાર; નાગ; ઝેરી સાપ.

છેદે=કાપે; કટકા કરે.
દહે=બાળે; પ્રજાળે; સળગાવે.
બાધું=બધું; આખું.
ઘન=વાદળાં; વરસાદ.
ગાજતે=ગાજતે; ગડગડાટ કરતે.
ગ્રાસ=ગરાસ; ગુજરાન માટે મળેલો
 ઈનામી જમીનનો કટકો; ગુજ-
 રાનનું સાધન.
મણિધર=મણિ ધારણ કરેલો છે
 એવો. નાગ; સાપ.
અવધૂત=સંસારથી તજાયલો; યોગી
પૂત=પુત્ર=છોકરો.
સહીં=સિંહ.
અભિમન=અભિમન્યુ; અર્જુન
 અને ભગવાન શ્રી કૃષ્ણની બેન
 સુભદ્રાનો પુત્ર.
 (અભિ=સાથે+મન્યુ=ક્રોધ) ક્રોધનું
 પુતળું=ક્રોધ સાથે જન્મેલો માટે
 એનું નામ અભિમન્યુ

### પાઠ ૫૫.

અભિમન્યુ રણમાં જવા હઠ કરે છે ત્યારે મા દીકરા વચ્ચે વાદવિવાદ થાય છે.

મા કહે છે—



તું મારો લાડકો દીકરો છે; મેં તને એક પણ દિવસ મારાથી આઘો નથી ખસવા દીધો. ટોળાથી વિખુટી પડેલી હરણીની માફક હું તારા વગર કેમ કરીને રહીશ! જેમ સિંહને દેખીને બીજાં પશુઓ ત્રાસ પામે છે તેમ આ સમાચાર સાંભળીને હું તો નિરાશજ થઇ ગઇ.

હે બાળ, ખોળામાં બેસાડીને તો હું તત્કાળ ભોજન કરાવું છું, (તેવા તમે) આજે આંખથી વેગળા થાઓ છો, ને તત્કાળ મારા પ્રાણ પણ હરી જાઓ છો મતલબ આટલા બધા વહાલા તમને આંખ-થી વેગળા થતા જોઇને હું કેમ કરીને જીવી શકીશ? ફરી ફરી તું શું કહેવરાવ કહેવરાવ કરે છે. હું તને રણમાં જવા દેનાર નથીજ.

અભિમન્યુ કહે છે—

ઓ મારી માતા. મને બાળક ના કહેશો.

હે મા, બાળ વયમાં કૃષ્ણએ જમનાના પાણીમાં પેસી કાળી નાગને નાથ્યો હતો.

મા, નાનકડો વીંછી કેવડો સરખો હોય છે, પણ તે કરડે છે ત્યારે આખે શરીરે આગ ઊઠે છે.

મા, નાનકડો મેઘ કેવડો સરખો છે, પણ તે વરસે છે ત્યારે નવે ખંડમાં પાણી પાણી થઇ રહે છે. પાણી વડે નવે ખંડ પૃથ્વીને ભરી દે છે.

મા, નાનું સરખું વજ્ર કેવડું હોય છે, પણ તે તો પર્વતનાએ સેંકડો કકડા કરી નાખે છે.

મા, નાનકડો સૂર્ય કેવડો હોય છે. પણ તેનાથી બધો અંધકાર નાશ પામી જાય છે.

મા, સિંહનું બચ્ચું નાનકડું હોવા છતાં તેનાથી હાથી તો ત્રસ પામી જાય છે.

મા, નાનકડો મંકોડો કેવડો સરખો હોય છે પણ તે ગુસ્સે થાય છે ત્યારે એવો તો કરડી ખાય છે કે છોડાવીએ તોપણ છૂટતો નથી, ઉલટો તાણતાં તાણતાં તૂટી જાય છે.

મા, નાનકડો હીરો કેવડો સરખો હોય છે પણ તે લોખંડની એરણને વીંધી નાખે છે.

મા, નાનકડો નોળીઓ બચ્ચું હોવા છતાં મોટા નાગના પણ કકડે કકડા કરી નાખે છે.

મા. જરા સરખો અગ્નિનો તણખો કેટલો નાનો હોય છે; છતાં આખું જંગલ બાળી મૂકે છે. માટે હે મા, જે આખરે ક્ષત્રીનું ફરજંદ છે, તેને બાળક તે કેમ જાણીએ?

હે માવડી, બહુ પ્રેમાળ, બહુ દેવાદાર અને જેને ઘણાક સાથે વેર છે તે ત્રણ જણા કદી સુખે ન સૂએ.

હે માવડી, જે તદ્દન પૈસા વગરનો છે, ને જે બહુજ પૈસાવાળો છે, વળી જેને ઘણાની સાથે વેર છે તે ત્રણ જણા કદી સુખે ન સૂએ.

ચાકર સુખે સૂઇ શકે નહિ, ચોર પણ સુખે સૂઇ શકે નહિ. વરસાદ ગાજતો હોય ત્યારે મોર

પણ સુખે સૂઇ શકે નહિ. જેને ઘણી દીકરીઓ છે તે સુખે ન સૂએ. જેને બે બાયડીઓ છે તે પણ સુખે ન સૂએ. નિર્ધન અને ધનવાન સુખે ન સૂએ. રાજ કરતો રાજા સુખે ન સૂએ. જેને ઘરમાં સુખ નથી તે પણ સુખે નહિ સૂએ.

જેને માથે દુશ્મનાવટ છે; (દુશ્મનો માથે ગાજી રહ્યા હોય ત્યારે સુખે કોણ સુઇ શકે?) તે પણ સુખે નહિ સૂએ.

જેનો ગરાસ (ગુજરાન માટે મળેલો જમીનનો ઇનામી કટકો), ગુજરાનનું સાધન જાય તે પણ સુખે ન સૂએ.

રણસંગ્રામમાંથી હારેો પડી રહ્યો હોય તે વેળા ત્રાસ ભર્યો કોઇ સુખે ન સૂએ.

મણિધર સાપ સુખે સૂઇ શકે. જેને માથે બાપ હોય તે સુખે સૂઇ શકે. જોગી અવધૂત હોય તે સુખે સૂઇ શકે, કે રાજાનો કુંવર હોય તે સુખે સૂઇ શકે. ગુફામાં સિંહ સુખે સૂઇ શકે, અથવા જેને ચિંતા નથી તે સુખે સૂઇ શકે. પણ આજે અર્જુન (મારો પિતા) ઘેર નથી તો (હું) અભિમન્યુ શી રીતે સુખે સૂઇ શકે?

## પાઠ ૫૬.

સ્વાર્થી=પોતાનુંજ ભલું કરવા ચાહનાર; મતલબી.

પ્રપંચી=દગલબાજ; કપટી

રજનું ગજ કરવાની=વાત વધારી ને કહેવાની

ઢોલક બજાવવાની=વાત જાહેરમાં પ્રગટ કરવાની.

(ઘડીમાં એક પક્ષની તો ઘડીમાં બીજા પક્ષની વાત કરવી એનું નામ બે પાસની ઢોલકી બજાવવી એમ કહેવાય.)

ચેતતા=જાગ્રત; સાવચેત.

અનર્થકારક=હાનિકર્તા; નુકસાનકારક.

પરિણામ=ફળ; છેડો; અંત.

નિવાસસ્થાન=રહેઠાણ.

તરકટ=બનાવટી સમજાવટ; ખોટી ચઢાવણી; ખોટી શીખવણી; પ્રપંચ.

વિક્ષેપ=અડચણ.

હીલચાલ=વર્તણુક; કામકાજ,

રુચે=ગમે.

પાઠ ૫૭.

શાખાઓ=ફાંટાઓ.

મુખ=મોઢાં; ફૂંટા.

ઢાળવાળાં=ઢળતાં.

પદભ્રષ્ટ કર્યો=ગાદી એથી હુઠાડી મૂકયો; ગાદી ખુંચવી લીધી.

છત્રાકાર=( છત્ર+આકાર ) છત્રીના આકારવાળું.

સર્વોપરી=સહુથી ઉપર; સહુથી વધારે. (સર્વ+ઉપરિ)

મુંડિત=મુંડાવેલાં.

ભિક્ષાપાત્ર=(ભિક્ષા=ભીખ+પાત્ર= વાસણ) ભીખમાં મળે તે ચીજ જેમાં લેવામાં આવે તે વાસણ.

નિર્વાહ=નિભાવ; પોષણ; ગુજરાન.

પાઠ ૫૮.

આપત્તિ=દુઃખ; સંકટ.

ખાલી હાથે=કંઈપણ લીધા વગર; એમને એમ; માછલાં વગર.

શબ=મુડદું.

નિશ્વાસો=નિઃશ્વાસ; દીલગીરી ભરેલો શ્વાસ.

કલ્પી શકાય=ખ્યાલમાં આણી શકાય.

સિક્કો=સીલ; મહોર; છાપ.

વૃત્તાંત=વીતક વાર્તા; બની ગએલી અત્યાર સુધીની હકીકત.

પાઠ ૫૯.

દૈવી=દેવતાઇ.

સત્ત્વ=પ્રાણી.

કોપ=ગુસ્સો

સ્વાતંત્ર્ય=સ્વતંત્રતા.

અલબત=ખાતરી દર્શાવવા માટે વપરાતો શબ્દ; બેશક.

શ્રદ્ધા=ભરોસો; વિશ્વાસ.

પાઠ ૬૦.

દલ્લો=દોલત; એકઠો કરેલો ધનમાલ.

નોંધ=લખાણ; યાદી; નામું.

સમણું=સ્વપ્નું; ઊંઘમાં બનતા ભ્રાન્તિ ભર્યા વિચારો.

નિમગ્ન=ચકચૂર; ડૂબેલો.

જંજાળ=ઉપાધિ.

સતત=ચાલુ ને ચાલુ; કાયમની.

ફાળ પડતી=ધ્રાસકો પડતો.

કળ=ચેન

દુર્દશા=માઠી હાલત.

પાઠ ૬૧.

આપત્કાળ=(આપત્=દુઃખ+કાળ=

વખત) દુઃખનો વખત.
આશ=આશા.
પાસ=પાસે.
દુઃખ સુખથી બાંધ્યો પ્રાણ=દુઃખ ને સુઃખ પ્રાણની સાથે જોડાએલાં છે; જન્મથીજ જોડાએલાં છે; માટે દુઃખ પડશેજ, એ પ્રમાણ છે–સત્ય વાત છે.
પરમાણ=પ્રમાણ–સત્ય વાત.
તોઠા=તોટા; ખોટ.
મદ=ગર્વ.
સધા=સઘળા; બધા.
સંપત્કાળ=સુખનો વખત; એથી ઉલટું આપત્કાળ; વિપત્કાળ.
હોરાયે=ખરીદાએ.
કહાં ને કેમ=ક્યાં ને શી રીતે.
અહમેવ=(અહમ્=હું+એવ=જ) હુંપણું; અહંકાર.
ફુલાસ=બડાઇ; આપવડાઇ.
નાદાન=મૂર્ખ.
નર્મદ=કવિ નર્મદાશંકરનું ટુંકું નામ–ઉપનામ,
મા=નહિ.
ભડ=મોટા; પરાક્રમી.
સ્હાટ=પકડી.

બધાને સુખની આશા હોય છે. દુઃખનું પાસે આવવું કોઇ ઇચ્છતું નથી; દુઃખ પાસે આવે તે કોઇને ગમતું નથી; દુઃખ કોઇ માગતું નથી. પણ સુખ અને દુઃખ પ્રાણ સાથે જન્મથીજ જોડાએલાં છે, માટે દુઃખ પડશેજ એ સત્ય વાત છે. ૧

સગાંવહાલાં ને મિત્રોનાં મોત હોત નહિ, કોઇપણ ધંધામાં ખોટ હોત નહિ. શરીરને કોઇપણ જાતના રોગ હોત નહિ, તો તું સઘળાંને મદ અને અભિમાનથી ભરેલા–છકેલા જોત. ૨

સુખની વેળા ભૂલી જવાની છે; કેમકે તે વખતે દુર્ગુણ રૂપી માલ ખરીદાય છે. નઠારા ગુણો વધે છે; પરંતુ દુઃખની વેળા એજ શીખવાનો વખત છે; કેમકે તે વખતે સદ્ગુણ રૂપી માલ ખરીદાય છે; સદ્ગુણો શિખાય છે, વધે છે. ૩

કઇ જગાએ અને કેવી રીતે પ્રીતિ બાંધવી તે જેમ દુઃખ પડે

તેમ શિખાય છે. તે વેળા પ્રીતિવાળાના પ્રેમની કસોટી થાય છે, અને પોતાનું કે પારકું કોણ છે તે સમજાય છે. ૪.

જ્યારે દુઃખનો અનુભવ થાય છે ત્યારે પોતાની ઘણી ઘણી ભૂલો સમજાય છે;—ધ્યાનમાં આવે છે; બીજાંઓ ઉપર દયાની નજરે જોતાં શિખાય છે, અને એવી દયા વડેજ સારૂં પુણ્યદાન થાય છે. ૫.

(વળી દુઃખનો અનુભવ થવાથી) ગર્વથી ભરેલા માણસો અભિમાન છોડી દે છે, અને બડાઇ મારવાની ટેવ પણ તજી દે છે. મૂર્ખ માણસો (બીજાને) હસતા બંધ થાય છે, અને અપમાન કરનારા પણ (તેમ કરતાં) અટકે છે. ૬.

કવિ નર્મદાશંકર કહે છે કે હે દુઃખિયા ભાઇ, તું ગ્હીડાઇશ નહિ. પરાક્રમી પરમેશ્વર તારી અડચણ મટાડશે. નીતિને મજબુત પકડી રાખી હે ભાઇ, તું ધીરજ રાખીને રહેજે. ૭.

## પાઠ ૬૨.

શિષ્ટતા=સુધારો; કેળવણી.

સંસ્કારી=સારી રીતે કેળવાએલું.

પરિસ્થિતિ=આસપાસની સ્થિતિ; ભાઇભાંડુ, સગાંવહાલાં, ભાઇબંધો, નિશાળ, ગુરૂ, જેમના સંબંધમાં મનુષ્ય આવતો હોય તે તેની પરિસ્થિતિ કહેવાય. એવાજ અર્થમાં 'વાતાવરણ' શબ્દ પણ વપરાય છે.

સભ્યતા=વિવેકીપણું.

ખામી=ખોડ; ભૂલ.

કામજોગી=જરૂર પુરતી; કામને માટે જરૂરની હોય તેટલીજ.

કફોડી=કઢંગી.

જરૂરજોગું=ખપપુરતું.

અવકાશ=વખત; તક.

અસંસ્કારી=સંસ્કાર વગરનું.

અશિષ્ટ=બીન કેળવાયલું; અસભ્યતાવાળું.

બિનકારણ=વગર કારણે; હેતુ વગર.

તોછડાઇ=હલકાપણું; અવિવેકીપણું.

નિમિત=નક્કી કરેલો.

શિષ્ટાચાર=કેળવાયલું વર્તન. (શિષ્ટ

=માત્ર પુસ્તકપાઠી નહિ, પણ બધી રીતે કેળવાયલું; (આચાર=વર્તન.)

પાઠ ૬૩.

વેરાન=ઉજ્જડ.
સંયુક્ત=જોડાયથી.
સ્પર્શની ઇન્દ્રિય=અડકવાનો અવયવ.
વૃદ્ધિ=વધારે; વધવું તે.
ખોળ=ચામડીનું પડ.
સંપૂર્ણ=પુરેપુરી.

પાઠ ૬૪.

પ્રૌઢ=મોટો.
અણુ=નાનામાં નાની રજ.
દાનો=ઉદાર વૃત્તિવાળો; દાતાર.
ઇંદુ=ચંદ્ર
વિમળ=સ્વચ્છ; ચોક્ખું.
તાતો=તપેલો; ક્રોધી.
મદિરા=દારૂ (પીવાનો માદક પદાર્થ).
માતો=મત્ત; મસ્ત; મદમસ્ત; જબરો
પય=દૂધ
ઉજવળ=ઉજળું.
કવણ=કોણ; કોનું; શું.
તરણી=(સં. તરણિ) સૂર્ય.
શર્કરા=ખાંડ.
રળી=ખુશી.
તરણુ=તૃણ; તણખલું.
તુચ્છ=હલકું.
સ્વર્ણ=(સુ+વર્ણ) સોનું.
કુશકા=ભાતનાં છાલાં ગધેડાંને ખવાડે છે તે; ભાત ઉપરના છોડા. એ પરથી કહેવત છે કે ખાવાના કુશકા ને વહેવાની ઇંટો. છાલા જુદા પાડ્યા પછી રહેલા દાણાને કડ કહે છે. તે ખાંડે એટલે આખા ચોખા તથા ભાગેલા ચોખા=કણકી, વાટલા વગેરે જુદું પડે છે; ને તે કઢી લેતાં લોટ જેવો ભુકો ચાળવા ઝાટકવાથી છુટો પડેલો બાકી રહે તેને કુશકી કહે છે. તે ઢોરને ખવાડે છે; છોતરાં.
બહેક=બહેકવું; સુગંધીદાર.
લોહ=લોઢું
બાળો=બાળક; છોકરવાદ; નાદાન.
વેદના=આરજો; પીડા; દુઃખ.
સરવ=સર્વ; બધું.
મહિ=મહી=પૃથ્વી.
નિર્મળ=( નિઃ=નહિ+મળ=મેલ ) ચોક્ખું (નિર્બળ, નિર્ગત, નિર્ધન,

નિર્ભય, નિર્ગુણ, નિર્દય, વગેરેમાં નિર=નહિ એવો અર્થ બતાવનાર નિઃ ઉપસર્ગ લાગ્યો છે.)
અમલ=સત્તા; અધિકાર.
નેત્ર=નયન; આંખ.
ગરજ=સ્વાર્થ.
તૃણ=તણખલું.
જાચક=યાચક; ભિક્ષુક; ભિખારી; ભીખ માગનાર.
સદ્‌ગુણ=સારા ગુણ એથી ઉલટું દુર્ગુણ.
સૂમ=કંજુસ.
અજ્ઞ=અજ્ઞાની; મૂર્ખ.
દુરવચન=દુર્વચન; કટુવેણ; નઠારા શબ્દો.
મિષ્ટ=મીઠું.
કલંક=અપકીર્તિ; કાળીટીલી.

## સમસ્યા.

પૃથ્વીથી મોટો કોણ? નાનામાં નાની રજકણથી પણ નાનો કોણ? પવનથી પહેલો કોણ? દેવતાઓથી પણ દાતાર કોણ? ચંદ્રમાથી ચોકખો કોણ? અગ્નિથી વધુ કોપી-તપેલો કોણ? દૂધથી ઉજળું કોણ? દારૂથી વધારે મસ્ત કોણ? વળી સૂર્યથી વધારે તેજ કોનું? સાકર કરતાં ગળ્યું શું? શામળ ભટ્ટ કવિ કહે છે કે આ જવાબો લખો તો તો મન ખુશી થાય.

તણખલાથી હલકું શું? મણીથી મોઘું શું? સોના કરતાં શોભિતું શું? છોતરાં કરતાં સોંઘું શું? બરાસ કરતાં સુગંધીદાર શું? મેશથી કાળું શું? લોઢા કરતાં કઠણ શું છે? બાળકમાંએ બાળક કોણ? વળી વીંછીના કરતાં વધારે વેદના કોની? બધાથી ગળ્યું શું છે? શામળભટ્ટ કવિ કહે છે કે મેંસથી પણ વધારે મેલું-કાજળથી એ વધારે કાળું શું હશે? તે કહો તો તો મનને ખુશી ઉપજે. ૨.

## ઉત્તર.

પૃથ્વીથા મોટું દાન છે. લોભી માણસ રજકણ કરતાં પણ નાનો છે. મન પવન કરતાં પણ પહેલું-વધારે વેગવાળું છે. દેવતાઓ કરતાં પણ વધારે દાતાર વિવેક છે. ક્ષમા ચંદ્ર કરતાં પણ સ્વચ્છ છે. તે

વીરોનું ભૂષણ છે. (**ક્ષમા વીરસ્ય ભૂષણમ્**) અગ્નિ કરતાં ક્રોધ વધારે તાતો છે. દૂધ કરતાં કીર્તિ વધારે ઉજળી છે. દારૂના કરતાં પણ અધિકાર-સત્તા વધારે જબરી છે. સૂર્યના કરતાં આંખોનું તેજ વધારે છે. સાકરથી પણ વધારે ગળી ચીજ ગરજ છે. શામળભટ્ટ કવિ કહે છે કે જેણે આ ઉત્તર લખ્યો છે તેના મનને ખુશી ઉપજી છે. ૩.

ભીખ માગનાર તણખલાથી પણ હલકો છે. સદ્ગુણ મણીથી પણ મોંઘો છે. સોના કરતાં સપૂત અધિક શોભે છે. ગરીબ માણસ છોતરાંથી પણ હલકો છે. બરાસ કરતાં પણ કીર્તિ વધુ સુગંધી આપે છે. મેંસ કરતાં પણ કાળો કપૂત છે. કંજુસ લોઢાથી પણ કઠણ છે. બાળકમાંએ બાળક-નાનાથી પણ નાનો મૂર્ખ છે. વીંછી કરતાં નઠારા બોલની વેદના વધારે છે. સૌથી ગળી મીઠી વાણી છે કાળી ટીલી-લાંછન એ મેંસથી પણ મેલું છે. (આ ઉત્તર લખ્યાથી) તેના મનને ખુશી ઉપજી. ૪.

**પાઠ ૧૫.**

અવલોકનશક્તિ=બારીક તપાસ કરવાનું બળ.
અક્ષરજ્ઞાન=અક્ષર ઉકેલવાની આવડત
નિરુદ્યોગી=આળસુ.
વેતન=પગાર.
નવરાશ=ફુરસદ.
જોગવાઈ=ગોઠવણ.
ચીવટ=કાળજી; ચોકસાઈ; ખંત.
વરાળયંત્ર=વરાળથી ચાલતો સંચો.
બીડું ઝડપ્યું=માથે લીધું.
હેરત=નવાઈ; અચંબો.
પ્રસિદ્ધ=જાણીતો.

**પાઠ ૧૬.**

ઉત્તેજન=આશ્રય; મદદ.
ભ્રાંતિ=ભ્રમ.
અસ્તિત્વ=હયાતી.
મનન=ઊંડો વિચાર.
પરિશ્રમ=મહેનત.
છેલબટાઉ=મોજશોખમાં પડેલો.
સ્પષ્ટવક્તા=ચોકખું બોલનાર
તરુણ=જુવાન.
કદ્રૂપી=બેડોળ; કઢંગી.

બોધક=શિખામણ લેવા લાયક.

પાઠ ૬૭.

આત્મસંયમ=મનને કબજે કરવું તે.
લગ્નતા=લોલુપતા; આતુરતા.
વશ=કાબુમાં; તાબે.
ગણના=ગણત્રી.
આવશ્યક=જરૂરી.
દ્રવ્ય સંપાદન કરવાનું=પૈસા મેળવવાનું
સર્વથા=બધી રીતે.
ઇષ્ટ=ફાયદાકારક.
કદરીપણું=કંજુસાઇ; કૃપણતા.
વર્જ્ય=તજવા લાયક.
પાશવ=પશુ જેવું.

પાઠ ૬૮.

હરકત=મુશીબત.
બરકત=પુષ્કળ હોવું તે; ફાયદો; લાભ.
મનવા=માનવ; હે મનુષ્ય.
નરતનુ=(નર=માણસ; મરદ+તનુ=તન; શરીર) મનુષ્યદેહ; માનવશરીર.
તત્પર=આતુર.
બાહ્યરૂપ=બહારનો દેખાવ.
નવ=નહિ.
નસિહત=નસ્યત; શિક્ષા; બોધ.
છોટા=ઓછો; નાનો; જેવો તેવો.
સરણ=ખરાદી, ચૂડગર વગેરે કારીગરો પોતાનાં લોખંડી ઓજારો પરથી કાટ કાઢી નાખવા તથા ધાર કાઢી ખપમાં આવે એવા બનાવવાને ગોળ પત્થર સંઘાડા પર ચઢાવી તેની સાથે ઓજારો ઘસે છે, એ ગોળ રોટલા જેવા પત્થરને સરાણ કહે છે. કાતર, ચપ્પુ, સુડી વગેરે ઘસનારા પણ ફરતી ગોળ સરાણ વાપરે છે.
તનમનકાટ=શરીર અને મન પરનો કાટ.
પરખાએ=ઓળખાય.
પુરુષાર્થી=(પુરુષાર્થ=શૂરાતન; મરદાઇ+ઇ=વાળો) મરદ; બહાદુર. એના જેવા-ધંધાર્થી, પરમાર્થી,-ઇ પ્રત્યય લાગીને વિશેષણ બનાવે છે.
અન્ય=બીજા.
જનો નિજ=જનોની, માણસોની.
હરે=ટાળે; મટાડે.

પરમાર્થી=પરોપકારી.

મહાપુરુષ=મોટા માણસ; નામ અમર કરી ગયા છે તેવા; પંકાયલા; જાણીતા.

પૂર્વે=અગાઉ; પહેલાના વખતમાં.

ઉછરેલા=મોટા થએલા.

અમર=મરે નહિ એવું; કાયમનું.

ગુરૂ=મોટા; શ્રેષ્ઠ; અનુકરણીય.

આપણ=આપણે.

ચેલા=શિષ્ય; અનુકરણ કરવાવાળા.

પરદુ:ખ ભંજન=(પર=પારકું+દુ:ખ =સંકટ+ભંજન=ભાંગનાર) પારકાનું દુ:ખ મટાડનાર.

વિક્રમ=જેમના નામથી સંવત ચાલે છે તે રાજા. એમણે શક લોકોને હરાવીને હાંકી કાઢયા હતા, અને તેમના જુલમમાંથી દેશને છોડવ્યો હતો.

શંકર=ખુદ શંકર ભગવાન જો હળાહળ વિષ પી ન ગયા હોત તો પૃથ્વીનું શું થાત ? વળી સ્વામિ શંકરાચાર્ય રૂપે એમણે અનેક કષ્ટ વેઠી બૌદ્ધ ધર્મના પંજામાંથી દેશને છોડાવ્યો, બ્રાહ્મણ ધર્મનું પુનરૂત્થાન, પુનઃસ્થાપન અને જીર્ણોદ્ધાર કરી અદ્વૈત મતનું પ્રતિપાદન કર્યું અને મોક્ષનો માર્ગ બતાવ્યો. બત્રીસ વર્ષની ટુંક વયમાં સંકટ વેઠી ચારે ધામ ફરી વળી દેહત્યાગ કર્યો. એમને જે વેળા દેશમાં તાર, ટપાલ, કે રેલવે ન હતાં ત્યારે આ મુસાફરીમાં ઓછાં સંકટો વેઠવાં પડયાં હશે વારૂ ? !

હરિશ્ચંદ્ર=સત્યવાદી તરીકે અમર એક વચની રાજા હરિશ્ચંદ્ર રાજપાટ તજી રાનમાં ભટકી પુત્ર, સ્ત્રી અને પંડે વિશ્વામિત્ર ઋષિની દક્ષિણા પુરી કરવા કાશીના ચૌટામાં વેચાય છે. નીચને ઘેર ચાકરી કરી શ્મશાનમાં ફરજ આવી પડતાં પોતાના સર્પદંશથી મુએલા પુત્ર રોહિતને અગ્નિદાહ દેવા આવેલી પોતાની પતિવ્રતા પત્ની તારામતીને ઉંચકી ચિતામાં નાખવા બાથમાં ઉપાડી લે છે. આ વગેરે પ્રસંગો એની કષ્ટ સહનની અવધિ દાખવે છે.

પ્રહ્લાદ=રાક્ષસ પિતાના આ પ્રભુ ભક્ત પુત્રને ભક્તિ કરતાં અનેક વાર પિતા તરફથી થતી શિક્ષાઓ ખમવી પડે છે. પર્વત પરથી નીચે ગબડાવવાની અને તપ્ત લોહસ્થંભને બઝાડવાની કરપીણ સજાઓ અમલમાં મુકાઇ તે વેળાની એની સહનશીળતા વિષે શું કહેવું ?

શિરપર=માથે; જાતપર.

સહ્યાં=ભોગવ્યાં; સહન કર્યાં.

અતિ સ્વાદે=આનંદપૂર્વક; ઘણા ભાવપૂર્વક; રાજીખુશીથી.

જ્યમ=જેમ; જેવી રીતે.

બ્હોળી=પુષ્કળ.

ભાળે=જુએ.

ઊંડો મર્મ=છુપો હેતુ; ગુપ્ત સાર.

પિછાને=ઓળખે.

હઠે=ખસે; પાછા ભાગે.

ઘણેરી=ઘણી ઘણી; ઘણીજ. 'ઘણું' ઉપરથી 'રો, રી, રૂં' પ્રત્યય લાગી કવિતામાં વાપરવા લાયક શબ્દ બન્યો છે.

વિજયધ્વજ=વિજયાશંકરનું ટુકું નામ.

મસ્ત=જોરાવર.

હરકત કેરા=હરકતના; અડચણના; 'કેરો, કેરી. કેરૂં' છઠ્ઠી વિભક્તિના 'નો, ની. નું' ને બદલે કવિતામાં વપરાય છે. કેટલેક સ્થળે 'તણો. તણી, તણું' પણ એજ રીતે વપરાય છે.

ઇશ્વરકૃપાથી=પ્રભુની મહેરબાનીને લીધે

તખતામં=હરકતમાં બરકટ રૂપી જે તખતો મૂક્યો છે તેમાં.

હે મનુષ્ય, મુશીબતમાં ઘણો ફાયદો છે, માટે (માનવ શરીર ધર્યું છે તો પછી ડરે છે શાનો?) માણસનું શરીર ધારણ કરીને તું ડરીશ નહિ. ઉલટો આતુર થઇ રહી હે મનુષ્ય, તેને મળવાને તેના તરફ ફર. (પુંઠ નહિ બતાવ, પણ સામી છાતી રાખી તેને તત્પરતાથી ભેટ.) મુશીબતમાં············ટેક.

તું બહારનું સ્વરૂપ જોયા વિના હોંસભેર હરકતને મળજે. તેને અંદરથી બરાબર તપાસીને જોઇશ તો શિખામણ પ્રાપ્ત કરીશ એ

લાભ કંઇ જેવો તેવો, નજીવો નથી. હે મનુષ્ય મુશીબતમાં.........૧

મુશીબતરૂપી કસોટીપર ચઢતાં શરીરનો અને મનનો મેલ જતો રહે છે=બહારથી અને અંદરથી કાટ ચઢેલો હોય તે સાફ થઇ જાય છે. હરકતરૂપી કસોટી પર ચઢતાં મનની વિશાળતા કેટલી છે તે પણ જણાઇ આવે છે. હે મનુષ્ય, મુશીબતમાં..................૨.

જે કોઇ હરકતની સાથે કુસ્તી કરે તેનેજ ખરો મરદ જાણવો, અને જે કોઇ બીજા માણસની મુશીબત ટાળે તેને જ ખરો પરોપકારી જાણવો. હે મનુષ્ય, મુશીબતમાં ૩

અગાઉ જે મોટા મોટા નામાંકિત પુરુષો થઇ ગયા છે. તે સઘળા હરકતમાંજ ઉછરેલા હતા. તેઓ પોતાનાં નામ અમર કરી ગયાં છે. તેમને ગુરૂ સમજી આપણે તેમના ચેલા થવું-તેમનાં આચરણ પરથી બોધ લેવો હે મનુષ્ય, મુશીબતમાં..................૪.

બીજાનાં દુઃખો ટાળનાર વિક્રમ, શંકરસ્વામિ, હરિશ્ચંદ્ર રાજા અને અને પ્રહ્લાદે પોતાના માથા ઉપર મુશીબતો ઉઠાવી લઇ સંકટો ઘણા ભાવથી વેઠયાં. હે મનુષ્ય, મુશીબતમાં.................... ૫.

ઝાડને જેમ ખાતર મળવાથી તે ફળ અને ફૂલવડે ફાલી ઉઠે છે તેમ બુદ્ધિશાળી માણસ હરકતમાં મોટો લાભ જુએ છે. હે મનુષ્ય, મુશીબતમાં..................૬.

એ વાતનો ઉંડો ભેદ કોઇકજ અનુભવી માણસો જાણે છે. શૂરા બહાદુર પુરુષો હરકતથી પાછા હઠતા નથી; ઉલટી એમાંજ મોટી મોજ સમજે છે. હે મનુષ્ય, મુશીબતમાં..................૭.

વિજયાશંકર કવિ કહે છે કે—હરકતના પ્રસંગોને મળવામાં હું મસ્ત રહું છું. પરમેશ્વરની મહેરબાનીથી હરકતમાં બરકત. એના ચિત્ર રૂપી જે તખતો મૂકયો છે તેમાં મુશીબતમાં મોજ જોઇ રહ્યો છું. હે મનુષ્ય, મુશીબતમાં ઘણો

ફાયદો છે માટે માણસ તું શરીર ધારણ કરીને ડરીશ નહિ......૮.

### પાઠ ૬૯.

ધૂમકેતુ=પુછડીઓ તારો.

અનિષ્ટસૂચક=નઠારા બનાવો બનશે એવું સૂચવનાર.

પ્રાચીન=અસલના.

ઉત્પાત=અનિષ્ટ સૂચક દેખાવ; ઓચિંતી મોટી વિપત્તિ આવી પડશે, એવું સૂચવનાર દેખાવ

સંહારકારક=નાશકારક.

મરકી=પ્લેગ; ઘણા માણસ મરી જાય તે રોગ.

મધ્યયુગ=ઇ.સ-ના પાંચમાં સૈકાથી તે પંદરમા સૈકા સુધીનો વખત.

પાશ્ચાત્ય=પશ્ચિમના.

સંક્રુદ્ધ=ખૂબ ગુસ્સે થએલું,

વૈજ્ઞાનિક=વિજ્ઞાન સંબંધી

તૃતીયાંશ=ત્રીજો ભાગ

અદ્‌ભુત=ચમત્કારીક.

### પાઠ ૭૦.

સમર્થન=ટેકો; પુષ્ટિ.

ગુરુત્વાકર્ષણબળ=દરેક મોટા પદાર્થ નાના પદાર્થને પોતાની તરફ ખેંચવાની શકિત ધરાવે છે, એવું તેમાં રહેલું બળ.

દૂર્બીન=દૂરના પદાર્થ જોવાનું યંત્ર. જે વડે દૂરનો પદાર્થ પાસે-સ્પષ્ટ જણાય એવું કાચનું યંત્ર.

ખગોળવેત્ત=(ખ=આકાશ+ગોળ = ગોળો+વેત્તા=જાણનાર) આકાશી ગતિ, આકાર, કદ, વગેરેની માહીતી ધરાવનાર.

દર્શન=દેખાવ.

વૃષ્ટિ=વરસાદ; ઝાપટું.

અત્યદ્‌ભુત=(અતિ+અદ્‌ભુત) ઘણો-જ આશ્ચર્યજનક

ચિરંજીવી=ઘણું જીવનાર.

વાતાવરણ=પૃથ્વીની ચારે મેર ફરી વળેલો વાયુનો મહાસાગર. (વાત=વાયુ; હવા;+આવરણ=પડ)

### પાઠ ૭૧.

ચીઢકણો=તામસી પ્રકૃતિનો; ક્રોધી; ખીજવાટીઓ; ઘડી ઘડીમાં ખીજવાઇ જાય એવા સ્વભાવનો.

કપટી=દગાખોર.

વીલો=ફીકો; શરમિંદો.

ગમળી જઇ=ગર્વ રહિત થઇ; રડને સાદે.
ભવિષ્યમાં=હવે પછીના વખતમાં
ફળી ગયો=સમજી ગયો.
ભાવી ફકીર=થનારો ફકીર; જે ફકીર થવાનો હતો તે.
કામના=ઇચ્છા; વાસના.

પાઠ ૭૨.

પધારિયા=આવ્યા.
વા'તા=વાહતા; લઇ જતા.
દીનાનાથ=(દીન=ગરીબ+નાથ=ધણી) ગરીબના બેલી; પરમેશ્વર દીનનાથ શબ્દ પરથી અશુદ્ધ રૂપ દીનાનાથ બન્યું છે.
વિહ્વળ=વ્યાકુળ; ગાભરૂં.
માધવજી=શ્રીકૃષ્ણ.
ભુજ ભરી=(ભુજા, ભુજ=હાથ) હાથ પહોળા કરી; ભેટી
સુંદરશ્યામ=શ્રીકૃષ્ણ.
મોટું ભાગ્ય=ધનભાગ્ય.
મા'નુભાવ=(મહા+અનુભાવ)= મહિમાવાળા
કમળાકેશવ=(કમળા=લક્ષ્મી) કમળાના પતિ; કેશવ; શ્રીકૃષ્ણ
(ષષ્ઠી તત્પુ૦ સ૦ સંબોધન.)
સપ્તપુરીમાં સાર=અયોધ્યા, મથુરા, હરદ્વાર, કાશી કાંચી, ઉજ્જયિની, દ્વારામતી, (દ્વારકા)= એ સાત પુરીમાં શ્રેષ્ઠ; સાતે નગરીઓમાં સાર રૂપ.
ભૂપતિ=પૃથ્વીનો ધણી; રાજા.
વિખ્યાત=પ્રખ્યાત; જાણીતો; નામીચો.
તનયા=છોકરી. (તનય=છોકરો; તેનું 'આ' પ્રત્યય લાગી નારી જાતિનું રૂપ થયું છે.)
ઉદે થઇ=ઉદય થઇ; જન્મી.
ત્રિભુવન તારણ=સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણને તારનાર પ્રભુ.
વર=વરદાન; માગેલું આપવું તે.
હાવે=હવે.
અંગીકાર=સ્વીકાર; લેવું તે.
પેર=તૈયારી; પેરવી.
નોતર=નોતરેલાં માણસો.
પટરાણી=મુખ્ય રાણી; લક્ષ્મીજી.
કયમ=કેમ; કેવી રીતે; શું.
શોકય=શોક; એક ધણીની પરણેલી સ્ત્રીઓ એક બીજાની શોક કહેવાય.

કટાક્ષ=આંખનો મચકારો; મર્મ ભર્યો આંખનો ચાળો કરવો તેને નેત્ર કટાક્ષ કહે છે; સંકેત દર્શક છુપી સાન.
ગોવિંદજી=(ગો=ઇંદ્રિયો; ગાયો) શ્રી કૃષ્ણ.
ગમતી=રૂચતી.
ચરણ=પગ.
નિશદિન=રાત દિવસ.
હૃદયમોજાર=(મોઝાર=માં) અંતઃકરણમાં.
પાતળિયા=સુકુમાર પ્રભુ.
પ્રેમશું=(શું=સાથે) પ્રેમથી.
નકાર=ના.
દધિ તનયા=(ઉદધિ, દધિ=સમુદ્ર) સમુદ્રની પુત્રી; લક્ષ્મી.
વિવા'નો=વિવાહનો.
પાવન=પવિત્ર
ગિરધારી=ગિરધર કવિ; ગોવર્ધન પર્વતને ધારણ કરવાવાળો શ્રી કૃષ્ણ ભગવાન.

નારદ મુનિ ત્યાં–વૈકુંઠમાં જ્યાં શ્રી કૃષ્ણ ભગવાનનો દરબાર હતો ત્યાં–પધાર્યા. વીણા વગાડતા હતા, અને હરિના ગુણનાં ગીત ગાતા હતા. તેમણે દૂરથી ગરીબના બેલી શ્રી કૃષ્ણજીને (જોયા.) જોવાથી જેમનું ચિત્ત પ્રેમને લીધે વ્યાકુળ બન્યું છે, એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા ૧.

નારદ મુનિને જોઇને શ્રી કૃષ્ણ પ્રભુ ઉભા થયા; અને બેઉ હાથ પહોળા કરી હરખભેર સુંદરશ્યામ પોતે (નારદજીને) ભેટયા. (પછી બોલ્યા કે) અમારૂં ધનભાગ્ય કે આજે તમો અમને મળ્યા. હે મોટા મહિમાવાળા નારદજી, આજે અમારૂં ઘર તમોએ પવિત્ર કર્યું. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા. ૨

ત્યારે ઋષિ (નારદ)જી બેઉ હાથ જોડીને બોલ્યા, હે કમળાપતિ ભગવાન, મારી વાત સાંભળશો. મોટી સાતે નગરીઓમાં એક ઉજ્જન નગરી સારરૂપ છે. ત્યાંનો પ્રજાભંજન રાજા ઘણો નામીચો છે. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા ૩

તેને ત્યાં એક તુળસી નામે પુત્રી જન્મી. હે ત્રિલોકના તારનાર

પ્રભુ, તેના રૂપનો કંઇ પાર નથી, અગાઉ તમે તેને વરદાન આપ્યું હતું તે વાતનો વિચાર કરો-યાદ કરો હવે આપે તેનો સ્વીકાર કરવો જોઇએ-તેની સાથે લગ્ન કરવાં જોઇએ. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા ૪.

હું ત્યાંથી લગનપડી લઇનેજ આવ્યો છું માટે આપ વહેલા ઊઠો અને પરણવાની તૈયારી કરો. લગ્નના મુકરર દહાડાને થોડાજ દિવસ બાકી રહ્યા છે, માટે મંડપ તૈયાર કરાવો ને સગાંવહાલાંને તેડાવો. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા. ૫.

ત્યારે શ્રી પ્રભુજી મુખ્ય રાણી -લક્ષ્મીજીના સામું જોઇને હસ્યા હે કમળાજી, હવે કેમ કરવું તે કહો. આ નારદજીએ શોકનું સાલ ઉભું કર્યું છે. હવે મને એ વાતનો ભેદ સમજાવો. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા. ૬.

ત્યારે કમળાજી સંકેત ભરી સાન કરીને બોલવા લાગ્યાં, હે ગોવિંદજી, એ વાત તો તમને રૂચની છે. એમાં કપટભાવે મને શું પુછો છો? હે નાથ, તમે સઘળું કારણ જાણો છો. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા. ૭.

હું હમેશાં રાતદહાડો તમારાં ચરણ સેવીશ, ને તુલસીજીને તમારા હૃદયકમળમાં રાખજો. હે સુકુમાર પ્રભુ, આપ સુખથી પરણો. નારદજીને મોઢે તમે પરણવાની ના કહેશો નહિ. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા. ૮.

સમુદ્રની પુત્રી શ્રી લક્ષ્મીજીનાં આવાં વેણ સાંભળીને શ્રી હરિ રાજી થયાં. અને સુંદરશ્યામ પ્રભુએ આજ્ઞા માથે ચઢાવી-કબુલ કરી. શ્રીહરિએ ગણપતિજીનું સ્મરણ કર્યું. તેમને કંકોત્રી લખવાનું કામ સોંપ્યું. એવા નારદજી વૈકુંઠમાં પધાર્યા. ૯.

એવી રીતે શ્રી વિઠ્ઠલવરે વિવાહની શરૂઆત કરી. આથી હરિજનોના હૈયામાં હરખ માતો નથી (૧) ગિરધર કવિ કહે છે કે

હમેશાં ગોવિંદના ગુણ ગાઇએ, કે જે સાંભળવાથી મોટા પાપી હોય તે પણ પવિત્ર થાય છે, એવા વાલ્હજી વૈકુંઠમાં પધાર્યા ૧૦;

(૧) પહેલી કડીમાં 'ગિરધર કવિ' એવો અર્થ નહિ લઇએ તો આવી રીતે પણ લઇ શકીએ:—

ગિરિધારી=જેણે પર્વતને ધારણ કર્યો છે એવા ગોવિંદના ગુણ હમેશાં ગાઇએ............

### પાઠ ૯૩.

બુદ્ધિવિકાસ=બુદ્ધિની ખીલવણી.

માનસિક=મન સંબંધી,

સાધ્ય=મેળવી શકાય એવું.

સધાતી=મેળવાતી.

મચ્યાં પચ્યાં=રચ્યાં પચ્યાં; ગુલતાન.

પ્રવૃત્ત=જોડાયલા.

મહેર=મહેરબાની.

પ્રાશ્ચાત્ય=પશ્ચિમ દેશોનું.

એથી ઉલટો શબ્દ પ્રાચ્ય કે પૌરસ્ત્ય=પૂર્વ દેશોનું.

વિચારક=તત્ત્વજ્ઞાની; ઊંડો વિચાર કરનાર.

મંત્રજંત્ર=જાદુકળા.

જંત્ર=ખાનાવાળું-કોઠો દોરેલું તાવીત.

ન્યાયાધીશ=જજ; ઇન્સાફ કરનાર માણસ.

તારીફ=વખાણ.

વ્યક્તિ=દરેક જુદું માણસ કે વસ્તુ.

સતત=હમેશાં

### પાઠ ૯૪.

સ્નાયુ=માંસના લોચા ઉપરનું બંધન.

શિરા=નસ.

સ્વચ્છ=(સુ+અચ્છ) ચોકખું.

અવશ્ય=જરૂર.

ગૅસ=વાયુ રૂપી પદાર્થ.

તબીયત=તંદુરસ્તી.

વકી=સંભવ.

મિશ્ર=ભેળું.

દેવદાર=દેવદારનું ઝાડ.

ગર્વિષ્ઠ=અભિમાન ભર્યો.

પ્રલાપ=બડબડાટ.

અવગણના=તિરસ્કાર.

પ્રભાવ=બળ.

મિથ્યા=ફોગટ.

હાનિકારક=નુકસાન કર્તા.

પાઠ ૭૫.

કૃત્રિમ=બનાવટી.
પેય=પીવાનો પદાર્થ
ખાદ્ય=ખાવાનો પદાર્થ.
લેહ્ય=ચાટવાનો પદાર્થ.
સ્ફૂર્તિ=જાગ્રતિ.
માદક=કેફી; નિશાવાળું.
નષ્ટ=નાશ
તાત્કાલિક=તેજ વખતનું.
નિર્બળતા=કમતાકાતી.
દાકતરો=અંગ્રેજી દવા કરનારાઓ.
વૈદો=દેશી દવા કરનારાઓ.
મદિરા=દારૂ
લાગણીમાત્ર=પુરેપુરૂં ભાન.
મનુષ્યત્વ=માણુસાઇ.
ક્ષંણુ=કમી.
તારુણ્ય=જુવાની.
વૃદ્ધાવસ્થા=ઘડપણ.

પાઠ ૭૬.

ઉપલકીઉં=જેમતેમ; બેકાળજીથી.
સટકવું=ભાગીજવું.
ભડાવી=ચમકાવી.

પાઠ ૯૭.

આરતિ=કપુરના કે ઘીના દીવાઓ સળગાવી દેવના માથાથી પગ સુધી ઉતારી વંદન કરવામાં આવે છે તે. આ દીવા જે પાત્રમાં મૂક્યા હોય તેને પણ આરતિ કહે છે. 'આરતિ'ને 'આરાત્રિક' પણ કહે છે એ સાધારણ રીતે સાત વાર ઉતારાય છે
ગચીઆં=ગટ્ટા; ગાંગડા.
તીવ્ર=તીક્ષ્ણ; જલદ.
સંધિવા=સાંધાઓનો દુખાવો.
શૂળ=ચસકા.
દરાજ=ચામડી પર થતા કાળા કે લાલ કુંડાળીઆ જેવા ચકામા; એક પ્રકારનું ચામડીનું દરદ. એ ચામડી મેલી રહેવાને લીધે થાયછે.
અર્ક=અરક; કોઇ પણ પદાર્થમાંથી કાઢેલું પ્રવાહી સત્ત્વ.
પ્રવાસી=મુસાફર
કઠણ=નક્કર

પાઠ ૭૮.

આકાશગંગા=છૂટા છૂટા જોઇ શકાય નહિ એવા અસંખ્યા ઝાંખા તારાના સમુદાયનો અનેરો ધોળો માર્ગ.

પ્રકાશિત=ચળકતા.
ધવલ માર્ગ=ધોળો રસ્તો.
અવલોકન=બારીક તપાસ.
સિદ્ધાન્ત=નિર્ણય
સમુદાય=જથ્થો.
આકર્ષક=ખેંચાણકારક.
જળપ્રવાહ=પાણીનું વહેણ.
સ્વર્ગંગા=સ્વર્ (અવ્ય) સ્વર્ગ; સ્વર્ગની ગંગા.
સુર નદી=(સુર=દેવતા) દેવતાઓને માટે આકાશમાં વહેતી નદી
સંઘટ્ટ=ખીચોખીચ
જ્યોતિર્માળા=મોટા મોટા તારાને ગ્રહોની માળા.
પરિમિત=માપી શકાય એટલું.

### પાઠ ૬૯ મો.

લગ્ન મંડપ=લગ્ન માટે બાંધેલો માંડવો.
ચતુર્ભુજ=જેમને ચાર હાથ છે એવા શ્રી કૃષ્ણ. કટાક્ષમાં ચોર વગેરેને બંધિવાન કર્યા પછી 'ચતુર્ભુજ' શબ્દ સંબોધવામાં વપરાય છે.
ચોરી=લગ્ન પ્રસંગે કિંવા બીજા શુભ પ્રસંગ વેળા જે ચોરસ ઓટલી પર અગ્નિ પ્રકટાવવામાં આવે છે તે.
ત્રિભોવન ભૂપ=(ત્રિભુવન=સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ + ભૂપ=રાજા;) શ્રી ભગવાન
ઘુંઘટ=સ્ત્રીઓ પોતાના પહેરેલા લુગડાનો માથા પરનો છેડો ખેંચી મોઢું ન દેખાય તેવી રીતે રાખે છે તે; ઘુમટો.
નેત્ર=આંખો વડે.
સમસ્યા=ઇશારતથી સમજાવવું તે.
મંગળવાણી=કલ્યાણકારી શબ્દો.
બૃહસ્પતિ=દેવતાઓના ગુરુ.
સ્વસ્તિ વાચન=કલ્યાણકારી મંત્રોનું ગાન.
માંહ્યરું=લગ્ન મંડપમાંની ફક્ત વરકન્યાનેજ બેસવા જેટલી ચોરીવાળી જગા.
વરકન્યાય=વર અને કન્યા; શ્રી કૃષ્ણ અને તુલસીજી.
માનુની=માનિની; સ્ત્રીઓ.

અંતરપટ=વચલો પડદો; વર કન્યા વચ્ચે લગ્ન ક્રિયા પ્રસંગે ધરવામાં આવતું વસ્ત્ર.

વિધિ=બ્રહ્મા.

મંગળાષ્ટક=(મંગળ=કલ્યાણ+અષ્ટક =આઠનો જથો) કલ્યાણદાયી આઠ શ્લોકોથી બનેલ કાવ્ય.

ઉચ્ચાર=બોલવું તે.

સપ્તઋષિ=ગૌત્તમ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ટ, કશ્યપ, અને અત્રિ. આકાશમાં સાત તારાનું ઝુમખું, એ સાત ઋષિઓ છે એમ મનાય છે. એના ઉપરથી ધ્રુવનો તારો ઝટ ઓળખી શકાય છે, કેમકે એ હંમેશાં ધ્રુવના તારાની આજુબાજુજ ફરે છે.

દક્ષ=ચતુર; કાબેલ; પ્રવીણ.

લક્ષ=ચિત્ત

છેડાગાંઠયા=વરનો ખેસ તથા કન્યાનું પાનેતર એકબીજા સાથે ગાંઠી દેવું તે.

બહુવિધ=અનેક પ્રકારે

મંગળફેરા=વરકન્યા ચોરીમાંના અગ્નિની આજુબાજુ ફેરાફરે છે તે. પ્રથમ ચાર વખત એ પ્રદક્ષિણા ફરવાની હોય છે. તેમાંનો પહેલો ફેરો તેજ પહેલું મંગળ.

ગૌ=ગાય.

પટ=લુગડું.

કપિલા=પિંગલવર્ણી ગાય; પીળચટી ગાય.

શ્યામકર્ણ=કાળા કાનવાળા. એવા ઘોડામાં તાકાત વધારે હોય છે.

ગજ=હાથી, ગજ વડે માપીને વેચાય છે, તેથી એવું નામ પડયું છે.

હસ્તમેળાપ=વરકન્યાના હાથ એકત્ર ઝાલી રખાવવા તે.

વિપ્ર=બ્રાહ્મણ

વેદ વિધિ આચાર=વેદની વિધિ પ્રમાણેનું વર્તન.

આરોગ્યો=ખાધો.

વાડવ=બ્રાહ્મણ.

પાતળિયા=સુકુમાર પ્રભુ.

સોહે=શોભે

દંપતી=જાયાપતિ; ધણીધણીઆણી; જોડું.

નરખી=નિરખી; જોઇ.
મુનિવર=મહર્ષિઓ; ઋષિઓમાં શ્રેષ્ઠ.
અવિચળ=(અ=નહિ+વિચળ=ચળે એવું) અમર.
શેષ=પૃથ્વીનો ભાર ઉચકી રહેલો છે તે પાતાળમાં રહેલો મોટો સહસ્ત્રફણાધારી-હજાર ફેણવાળો નાગ,
શારદા=સરસ્વતી; બ્રહ્માની પુત્રી; હંસવાહિની; મયૂરવાહિની-એવાં એનાં સંસ્કૃત નામો છે.
વામે=જતું રહે.

ચાર હાથવાળા શ્રી કૃષ્ણુ ભગવાન ચોરીની પાસે આવ્યા ત્યાં તુલસીજીને લુગડાં તથા ઘરેણાંથી શણુગારીને લાવ્યા. તુળસીજીએ ત્રણુ ભુવનના રાજા શ્રી ભગવાનને જોયા. મોહનજીનું રૂપ જોઇને મનમાં મોહ પામ્યાં. ૧

મોં ઉપરનો ઘુમટો ઉઘાડી આંખની ઇશારતથી નમસ્કાર કર્યા. તેમની ઇશારત શ્રી કૃષ્ણુ ભગવાન સમજ્યા. એવે પ્રભંજન રાજા પટરાણીને સાથે તેડીને ત્યાં આવ્યા, તે વખતે બહુ કલ્યાણકારી વાણી બોલાઇ રહી છે. ૨

તેમની પાસે બૃહસ્પતિ અને બ્રહ્મ જી બેઠા. અને સારા મુહૂર્તમાં સ્વસ્તિવાચન થવા માંડયું. લગ્ન મંડપમાં વરકન્યા બેઠાં છે, ત્યાં એકઠી થએલી સ્ત્રીઓ સુંદર કલ્યાણદાયક ગીતો ગાય છે. ૩.

તેમની વચ્ચે અંતરપટ બ્રહ્માજીએ પકડયું છે. મુનિઓ સર્વે મંગળાષ્ટકના મંત્રો બોલી રહ્યા છે સાત પ્રવીણુ ઋષિઓ વેદના મંત્રો ભણે છે. આ બધું સર્વે એક ચિત્ત થઇને જુએ છે. ૪.

તુલસીજીએ ભગવાનને વરમાળા પહેરાવી એટલે તરતજ વરકન્યાના છેડા ગાંઠયા; પછી વરકન્યા મંગળ ફેરા ફરવા મંડે છે, ત્યારે પ્રભંજન રાજા બહુ બહુ જાતનાં દાન આપે છે. ૫.

પહેલે મંગળ ફેરે દશહજાર ગાયો આપી, લુગડાં ઘરેણાં તથા એકજ રંગવાળી (ધોળી તો ધોળી,

કાળી તો કાળીજ—કાબર ચીતરી, એક કરતાં વધુ રંગવાળી નહિ એવી) ગાયો પણ આપી. બીજે મંગળ ફેરે પણ ઘણુંક દાન આપ્યાં કાળા કાનવાળા એકવીસ હજાર તો ઘોડાજ આપ્યા. ૬.

ત્રીજા મંગળ ફેરા વખતે રથ તથા હાથીઓ ત્રીસહજાર આપ્યાં. ચોથા મંગળમાં પુષ્કળ ધન આપ્યું. એ પ્રમાણે ફેરા ફર્યા, ને ચાર મંગળ વર્ત્યાં કે રાજાએ દેવમોરાર (મુરારિ=મુરરાક્ષસના અરિ=દુશ્મન) ને કન્યા અર્પણ કરી—તુળસીજી શ્રી ભગવાનને આપ્યાં. ૭.

એટલે આનંદભેર વરકન્યાના હાથનો મેળાપ તરતજ થયો. બ્રાહ્મણો 'સમેવરતે સમય સાવધાન' એમ વાણી બોલે છે. પછી લગ્નની સઘળી ક્રિયા વેદમાં બતાવેલી વિધિ પ્રમાણે કરી. કુળના રિવાજ મુજબ વરકન્યાએ કંસાર પણ ખાધો. ૮.

બ્રાહ્મણો વેદનો સારી રીતે ઉચ્ચાર કરતા હતા. તે વેળા શ્રી કૃષ્ણજી પ્રીતેથી પરણી ઊઠયા. તેમની સાથે સપ્તઋષિજી અને અને બ્રહ્માજીએ જઇને વરકન્યાને ધ્રુવજીનું દર્શન કરાવ્યું. ૯.

વરકન્યાને હાથે મીંઢળ બાધેલાં તે શોભી રહ્યાં છે. તેમને જોઇને ભેગો મળેલો સૌ સાથ હરખભેર વધાવે છે. સઘળાં નરનારીઓ વરકન્યાને જોઇને ખુશ થાય છે. આખા લગ્ન મંડપમાં જયજયકાર થઇ રહ્યો છે. ૧૦.

મોટા મોટા ઋષિઓ આશીશ આપે છે, કે હે ઇશ, આ જોડું જુગોજુગ અવિચળ રહેજો. શેષનાગ અને સરસ્વતી દેવી પણ એનો પાર પામે એમ નથી. ગીરધર કવિ કહે છે કે પ્રભુના ગુણનું ગાન કરતાં સઘળાં દુઃખ જતાં રહે છે. ૧૧.

નિઃસીમ=સીમા વગરની
અવર્ણનીય=વર્ણન કરી શકાય નહિ એવી

## પાઠ ૮૦.

મનોદશા=મનની દશા—હાલત.

વર્તન=આચરણ.
શ્રેય=કલ્યાણ.
ધર્મજ્ઞાની=ધર્મ જાણનાર.
મનન=ઊંડો વિચાર.

### પાઠ ૮૧.

ફરમાવ્યું=હુકમ કર્યો.
ફિલસુફ=તત્ત્વજ્ઞાની.
પ્રવેશ કરવ=પેસવા.
પ્રવૃત્તિમાન=પ્રવૃત્તિવાળું;ચપળતાવાળું.
સંતુષ્ટ=સંતોષી.
ધમધમાવી=ધમકાવી.
ધૃષ્ટતા=નિર્લજ્જતા.
કારસ્તાન=કાવત્રું.
મર્મ=મ વાર્થ.
અપમાનસૂચક=જેથી અપમાન
સમજાય એવું.

### પાઠ ૮૨.

આખ્યાયિકા=વાત
શાલ્મલિનું વૃક્ષ=સમળાનું ઝાડ.
વિશ્રામ=આરામ.
રમ્ય=સુંદર; રમણીય.
પ્રશાખા=શાખાથી નાની તે
પ્રશાખા; નાની ડાળી.

વિકાર=ફેરફાર; રોગ.
પૂજ્ય=પૂજવા લાયક; બડેશી.
બડા=મડાશ; પતરાજી.
શાલ=સાગના જેવું હિમાલય
પર થતું એક ઝાડ.

### પાઠ ૯. કવિતાના અર્થ.

ભવન=ઘર.
ગમાર=જેને ઝટ ગમ નહિ પડે
તેવો; કમઅક્કલ; મૂર્ખ.
ઘોષ=અવાજ.
ભાગે છે=નાસે છે.
નક્કી=નક્કી; ખરેખાત.
ભારે=જબરાં
ભુતાવળ=ભૂતનાં ઝુંડ.
અવધૂત=જેણે વર્ણ ને આશ્રમનો
ત્યાગ કર્યો છે એવો મોટો યોગી
અવધૂત કહેવાય છે વ ને બ
પરસ્પર બદલાય છે. (વંગ-બંગ)
દૂત=ચાકર.
તૂતેતૂ=જુદેજુદું.
જંત્ર=જુક્તિ; ખાના કોઠા વગેરે
પાડી તેમાં આંકડા શબ્દો વગેરે
લખી તૈયાર કરેલું કાગળીઉં પણ
જંત્ર કહેવાય છે. કેટલાક લોકો

વીફરે=ઉલટી રીતે થાં;
ગુસે થાય.
તે માદળીઆમાં પહેરે પણ છે.
તેને તાવીજ કહે છે.
તુચ્છ=હલકા; ઉતરતા.
તંત્ર=રચના; ગોઠવણ; હાથ ચાલાકી
અવશ્યમેવ=જરૂર.
મારણમંત્ર=મારવાનો મંત્ર. અથર્વ વેદમાં કેટલાક મંત્ર છે તેના બળથી જેનું અનિષ્ટ કરવા ધાર્યું હોય તેનું અનિષ્ટ થઇ શકે છે ને કલ્યાણ કરવા ધર્યું હોય તેનું કલ્યાણ થઈ શકે છે. એમ મનાય છે. મૂઠ ચોટને બદલે ક્ષમા એજ મારણમંત્ર છે.
ખચીત=નક્કી.
મનમોહનમંત્ર=મનને મોહ પમાડી વશ કરવાનો મંત્ર; વશીકરણ. યક્ષણી વગેરેનો મંત્ર નહિ પણ રૂડી ચતુરાઇ એજ મનને મોહ પમાડવાનો મંત્ર છે.
સ્તંભનમંત્ર=સ્તબ્ધ-અચળ કરી વશ કરવાનો મંત્ર.
સન્માન=સારી રીતે માન આપવું તે.
પ્રકર્ષણમંત્ર (કૃષ=ખેંચવું) ખેંચવાનો મંત્ર. સચ્ચાઇ એજ આકર્ષણ કરવાનો મંત્ર છે.
ઉચટન=શુદ્ધ શબ્દ ઉચ્ચાટન= અનિષ્ટ. આપત્તિ દૂર કરવાનો મંત્ર ઉદ્યોગીપણુંજ છે.
વશકારક=વશીકરણ કરનાર; સામાને તાબે કરનાર.
સજીવન=જીવતું કરવુ તે.
અમૃતાઇ=અમૃતપણું; સજીવન-શિકત; મીઠાશ.

દલપતરામ=કાઠિઆવાડના વઢવાણ શહેરમાં જન્મેલા, શ્રીમાળી બ્રાહ્મણ, સ્વામી નારાયણ સંપ્રદાયના સંધુ કવિ દેવાનંદ સ્વામીના શિષ્ય, ફાર્બસ સાહેબના ઇષ્ટમિત્ર. રાસમાળા, હુન્નરખાનની ચઢાઇ, ભૂતનિબંધ, વેનચરિત્ર, હોપવાચનમાળામાં કવિતાઓ, દલપતરામકાવ્ય, ઋતુવર્ણન વગેરેના લેખક. સી. આઇ. ઇ. નો ખિતાબ મેળવનાર, ઘણાંક દેશી રાજ્યના રાજકવિ, વર્નાક્યુલર સોસાયટિ દ્વારા સારા ગુજરાતની સેવા બજાવનાર

આ કવિ ઇ. સ. ૧૮૫૮માં ૭૮ વર્ષની વયે દેવલોક પામ્યા, ગુજરાતના તે કાળના પ્રખર સંસાર સુધારકોમાં પાંચ દશ મુખ્ય હતા, તે પૈકીના કવિ દલપતરામ ડાહ્યાભાઇ અમદાવાદ મધ્યે રહેતા ને દુર્ગારામ મહેતાજી સુરત રહેતા. કવિ નર્મદાશંકર સાથેની એમની સ્પર્ધાથી ગુજરાતને અત્યંત લાભ થયોછે. જ્યાં જ્યાં ક. દ. ડા. વાંચો ત્યાં ત્યાં કવિ દલપતરામ ડાહ્યાભાઇ સમજી લેજો.

## સાતમા પાઠની સમજુતી.

### મનહર છંદ.

રાજાના મહેલમાં મૂર્ખ ગામડીઓ સુતો હતો. ને ઘડિઆળનો અવાજ સાંભળીને બીકથી નાસી જાય છે. (ભડકીને ભાગે એટલે સહેજે 'ઓ બાપરે, ખાધો રે, દોડોરે...' એવું એવું જોરથી કહેવાઇ જાય) તેની બૂમો સાંભળીને ઘણાક લોકોએ કારણ પૂછ્યું (કે શા માટે તું બૂમો પાડે છે, ને નાસે છે?) ત્યારે તે કહે છે કે ઘર તો સારું છે, પણ બહુ ધાક લાગે છે. એ નવા ઘરમાં જે મરી જાય છે, તે ખરેખાત ભૂત થાય છે. હે ભાઇ, આ ઘરમાં તો જબરાં ભૂતનાં ઝુંડ જાગતાં રહે છે. જ્યારે અડધીક રાત જાય, મધરાત થાય છે ત્યારે ઘણુણુ ઘણુણુ કરતી ઘંટડીઓ વાગે છે. દલપતરામ કવિ કહે છે કે આવું આવું પેલા મૂર્ખ ગામડીઆએ ભાગવાનું કારણ પૂછનારા લોકોને કહ્યું. ૧.

### દોહરા.

એક મોટા ગોગી જેવો થઇને ધૂણે છે; જાણે તે જમનો દૂત હોય (તેમ દેખાય છે;) આ બધું જુઠે જુઠું છે, પણ જાણે સાચેસાચું ભૂત હોયની, એવું લાગે છે. ૨.

આગગાડી અને તારની બનાવટ એ ખરેખરો ખેલ છે. એનાથી મોટો બીજો કોઇ ખેલ બન્યો નથી. (તોપણ) ૩.

એમ જાણે કે તે પણ જુક્તિ છે. મંત્ર નથી પણ જંત્ર—જુક્તિ છે;

અને બીજા જાદુ તમાસા તંત્રરચના એ દ્રારા એના કરતાં ઉતરતાં છે. ૪.

એજ રીતે (આગગાડી, તાર વગેરે) બનાવનારો પણ નક્કી માણસજ છે તે કાંઇ દેવનો દૂત નથી, તેમ આ દુનિયાનો કોઇ દેવ પણ નથી. ૫.

ઇંદ્રવિજય છંદ.

ક્ષમા છે એજ નક્કી મારવાનો મંત્ર છે. સારી ચતુરાઇ એજ મનને મોહ પમાડવાનો મંત્ર છે. હંમેશ સામાનું સન્માન કરવું એજ સ્તબ્ધ કરી વશ કરવાનો મંત્ર છે. સ્નેહ અને સાચું બોલવાની ટેવ એજ સામાનું મન ખેંચવાનો મંત્ર છે. ૬.

એજ પ્રમાણે ઉદ્યોગીપણું એજ માથે આવી પડેલું સંકટ ટાળવાનો (મંત્ર છે) હે ભાઇ, મીઠી વાણીજ વશ કરનારી છે. અનાજ (શરીરને) જીવતું રાખવાનું ઓસડ છે. કવિ દલપતરામ કહે છે કે સઘળી મિઠાશ પાણીમાં રહેલી છે.

## ત્રિવેદિવાચનમાળા પુસ્તકના અર્થ.

| | |
|---|---|
| પુસ્તક ૧લું ૦-૮-૦ | પુસ્તક ૪થું ૦-૭-૦ |
| પુસ્તક ૨જું ૦-૫-૦ | પુસ્તક ૬ઠ્ઠું ૦-૯-૦ |
| પુસ્તક ૩જું ૦-૬-૦ | પુસ્તક ૭મું ૦-૧૦-૦ |

# અમારા જુના ઘરાકોને બે બોલ.

અમારા કદરદાન બુકસેલરો, માસ્તર સાહેબો અને વિદ્યાર્થીના વાલીઓને નિવેદન કરવાનું કે:—

જ્યારે કોઇપણ પુસ્તક યા ચોપડી પ્રખ્યાતિને પામે છે, ત્યારે ચારે તરફથી તેવીજ નકલીયાત ચોપડીઓ બહાર પાડવામાં આવે છે. આવી સરતી અને નકલીયાત ચોપડીઓ વાપરવાથી તર્કશકિતની ખીલવણી થવાને બદલે ઓર બગડે છે.

અમારા તરફથી વર્નાકયુલર ટેકસ્ટ બુકોના અર્થ (નોટો) જયારથી રીવિઝન કમિટીએ વાચનમાળાઓ બહાર પાડી ત્યારથી અદ્યાપિ પર્યંત બહાર પડે છે, અને પ્રતિ વર્ષ હજારો કોપી ખપે છે; એજ અમારા કાર્યની ઉપયોગીતા બતાવે છે.

આ ઉપરાંત મારા તરફથી ધોરણવાર "મુખગણિત શિક્ષક" "ડિકટેશન શિક્ષક" "ભૂગોળ શિક્ષક" "પ્રશ્નોત્તરમાળા વગેરે પણ બહાર પડેલાં છે. તેને માટે સાક્ષરો, કેળવણીખાતાના અધિકારીઓ, માસ્તર સાહેબો વગેરેએ પણ ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યા છે. કેટલાક દેશીરાજ્યોએ ટેક્સ્ટ, ઇનામ અને લાયબ્રેરી બુક તરીકે મંજુર પણ કર્યા છે. આજ મુજબ આ ત્રિવેદીવાચનમાળાના અર્થ (નોટો) ને ઉત્તેજન મળશે, એમ આશા રાખવામાં આવે છે.

ટુંકમાં જણાવવાનું કે બીજાની ચોપડી ખરીદ કરતાં પહેલાં અમારી ચોપડીઓનું અવલોકન કરવાથી વધુ ખાતરી થશે.

શાહપોર }
સુરત. }

લિ. નમ્ર
છગનલાલ મોતીરામ શાહ
"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા.